# અહૂનવરનો કલામ:

## તેની મોતેબરી તથા બુજોર્ગિ;

### અને તેનો તરજુમો.

લખનાર

નસરવાનજી શાપુરજી તવરીઆ.



મુંબઈ.

યઝદેજરદી સન ૧૨૯૨.

ઇસ્વી સને ૧૯૨૩.



મારાં મરહુમ નેક ધણીઆણી
નવાજબાઈની અષો યાદમાં.



# દીબાચો.

મારી બચગીમાં, આશરે ૬ કે ૭ વરસની વયે, મારાં વડાં બેહન જ્યારે પોતાની શાળામાંનો ધર્મજ્ઞાનને લગતો પાઠ વાંચતાં તેવારે પાદશાહ ગુશતાસ્પના ઘોડાનો પગ અષો જરથુસ્ત્ર સાહેબે "યથા અહૂવઇર્યો" પઢીને બાહાર કહાડ્યો હતો એવું સમજતાં, "યથા અહૂવઇર્યો" ના કલામની એવી એજમતી શકિત બાબે મારાં મગજ ઉપર એટલો તો ઉંડો છાપ બેઠો હતો કે હર વખતે તે કલામ (કોઇ નહીં જાણે તેમ) હું મનમાં ભણતો રહેતો હતો. નિશાળે જવા માટે ઘરના દાદર ઉપર ઉતરવા આગમજ તેમજ નિશાળમાં દાખલ થતી વખતે હું હંમેશ મનમાં "યથા" ભણતો. (આ લખવાની મુખ્ય મકસદ એજ છે કે બચ્ચાંઓને ઘણી નાહાનપણથી ધર્મનીતિના શબકો જો સમજાવવામાં આવે તો તેમનાં કુમલાં મગજ ઉપર તેનો જીંદગી પર્યંત છાપ રહે છે.) વખત જતાં એ કલામોનો ખરો અર્થ જાણવાની મને ભારે ઉત્કંઠા થઇ, અને તેથી નામદાર સર જ૦ જી૦ જરથોસ્તી મદરેસામાંથી સને ૧૮૯૮ માં અવસ્તા પેહેલવીનો અભ્યાસ પૂરો કર્યા પછી મેં "યથા અહૂવઇર્યો" નો સમજમાં ઉતરે એવો (sensible) અને બાહારના કોઇબી શબ્દો આમેજ (insert) કર્યા વગરનો બોલે બોલનો તરજુમો કરવાની કોશેષ કરવા ઉપર ધ્યાન લગાડ્યું. એ પ્રમાણે લગભગ ૩૦-૩૨ વર્ષો આગમજ મેં આ ચોપાન્યાંમાં જણાવ્યા પ્રમાણેનો તરજુમો કરી રાખ્યો હતો. છેલ્લા થોડાક વખત ઉપર એ કામ મેં પાછું હાથ ધરીને મારા તરજુમાને પુષ્ટિ આપે એવી સાહદત ગાથામાં તેમજ બીજા અવસ્તા વિગેરે લખાણોમાં શું મળે છે તે બાબે નવેસરથી તપાસ કરવા માંડી અને તેનું ખાકેશ પરિણામ મુંબઇની જરથોસ્તી જશન કમિટી તરફથી પ્રગટ થતાં ત્રીમાસિક "રાહે જરથુસ્ત્ર" માં છપાવવા માંડ્યું હતું. આ અગત્યની બાબદનો જરથોસ્તીઓમાં વધુ ફેલાવો કરવાની ઉમેદથી મારી અલ્પ શકિત પ્રમાણે થોડીક નકલો છપાવી તેનો લાયક ઠેકાણે ફેલાવો કરવા ધાર્યો છે.

મને ઉમેદ છે કે દાનેશમંદ અભ્યાસીઓ તરફથી આ બાબદ ઉપર વધુ ચહડતું ધ્યાન આપવામાં આવશે અને આ કમીના લેખમાં જે કાંઇ ભુલ કે ખામી જણાય તે જો બતાવવામાં આવશે તો ઉપકાર થશે.

દાદર, મુંબઇ :
તા૦ ૨૫—૧૦—૧૯૨૩.

**નસરવાનજી આપુરજી તવરીઆ.**

# અહૂનવરનો કલામ:

## તેની મોતેબરી તથા બુજોર્ગી.

આ હાડમંદ દુનિયામાં જન્મ લેનાર માનવીને તે દુનિયા તરેહવાર રીતના ભેદ ભરમોથી ભરપુર લાગે છે. આ જગતમાં ચાલી રહેલી તમામ કાર્યક્રમો જેવી કે સુર્ય અને સેતારાઓની નિયમીત ગતી તથા રોશની સાથે અંધારૂં, દીવસ પુઠે રાત, વીગેરેનાં કાર્યોનું ચાલુ રહેવું, તેમજ માણસોનું જન્મવું-મરવું,—કોઇ તરેહવાર રીતે દુન્યાઇ સુખ ભોગવતું તો કોઇ તન કે મનનું કે બનેનું ઘણુંક દુખ ભોગવતું વીગેરે બનાવો કાંય બને છે ને તેનો શો ભેદ છે,—માણુસ આએ દુન્યાંમાં મરણ પામ્યા બાદ તેનું શું થાય છે, તેમજ જનમ્યા આગમજ તેની શી સ્થિતી હતી, તેમજ આ દુનિયા પ્રથમ કેમ બની, તેમાં નેકી સાથ બદી, સુખ સાથે દુખ, વીગેરે જોડયા જોવામાં આવે છે તેનું શું કારણ, માનસ જાતને અને આખી જગતને પેદા કરવામાં તે કીરતારની શું મરજી હતી અને કેવી રીતના વર્તનથી તે પરવરદેગારની ઇચ્છા મુજબ માણુસ ચાલી શકે એ સર્વ દુન્યવી ચલવલો અને કાર્યોના ભેદો માનવીના ખીલ્યા વગરના આત્માને ગુંચવાડામાં નાખે છે. પણ પાક પરવરદેગારે એ ભેદોના ખોલાસા માટે તથા અજ્ઞાન માણુસોની રેહનુંમાઈ માટે વખતોવખત તથા જુદા જુદા દેશોમાં પેગમ્બરો ("રતુ" ઓ યાને "સોશ્યંતો") ને મોકલી ધર્મને લગતી ગુહ્ય બાબદો ઉપર રોશની ફેલાવી છે. આ સર્વ પેગમ્બરોમાં આપણા વખ્શુરે-વખ્શુરાન અષો જરથુસ્ત્ર પેગમ્બર સાહેબ ઘણોજ અગત્યનો મહાન દરજ્જો ભોગવી ગયા છે. અને તેઓ સાહેબ પોતાની નેક મનસ્ની અને ઉત્તમ અષોઇની અમલ્યાતને લીધે દાદાર હોરમઝદની મરજી-યાને માજદયસ્ની દયેનથી-જાણીતા થયા હતા અને પછીથી જગતના લોકોને માજદયસ્ની જરથોસ્તી દએનનું જ્ઞાન તેમણે બખશ્યું હતું. આપણા "યથા અહૂવઇર્યો" ના કદીમ એજમતી કલામોનો જો બોલેબોલ તરજુમો-કંઇ પણ બહારના બોલો ઉમેર સુમેર કર્યા વગર-કરવામાં આવે તો તે ઉપલીજ હકીકત જાહેર કરે છે, જે બતાવી આપવાની આ લખાણની મૂળ મતલબ છે.

"અહૂનવઇર્ય" (અહૂનવર) શબ્દ "અહૂ" અને "વઇર્ય" એ બે શબ્દોનો બનેલો છે. અહૂ એ અવસ્તા અહ્=હોવું, હૈયાતી ભોગવવી (સંસ્કૃત અસ્) ઉપરથી નીકલ્યો છે, અને તેનો અર્થ હૈયાતીનું મૂળ

યાને અનંત હૈયાતીનો સાહેબ-પેદા કરનાર-થાય છે; વઇર્ય એટલે મરજી (વર્=પસંદ કરવું ઉપરથી). એ રીતે "અહૂનવઇર્ય" નો અર્થ "પેદા કરનાર સાહેબની મરજી" યાને "કાયદો" (the will of the Lord) એવો થાય છે.

યજશ્નેનો ૧૯ મો હા જેમાં અહૂનવરની સરેહ આવેલી છે તેમાં (ફકરા ૧ થા ૩ અને ૮ માં) જણાવ્યું છે કે અહુરમઝદે અષો જરથોસ્ત સાહેબને કહ્યું કે આસ્માન, પાણી, જમીન, ઓરવર તથા ચોપગાં જાનવરો, આતશ, અષો નર, દેવો, દુષ્ટ માણસો, તમામ હાડમંદ દુનિયા, અહુરમઝદની પેદા કીધેલી તમામ અષોઇના તોખમની ચીજો અને સુરજના પેદા થવાની આગમજ અને અમશાસ્પંદોના પેદા થવા પછી જે કલામ હું અહુરમઝદે જાહેર કર્યો હતો તે અહૂનવરનો ભાગ જે 'અહૂ' અને 'રતુ' ને લગતો છે તે હતો. વળી એજ હાના ૧૫ મા ફકરામાં જણાવ્યું છે કે "સર્વથી શ્રેષ્ટ અહુરમઝદ અહુનવર બોલ્યો અને તમામ (ખલકત) બનાવી." આ ઉપરથી જણાશે કે સર્વ પેદાયશની આગમજ "અહૂનવરનો નાદ" જાહેર થયો હતો અને તેની ધ્વનીથી જે અણદીઠ રંગો બરપા થયા હતા તેને "સ્તોત" તરીકે અવસ્તામાં જણાવવામાં આવ્યા છે. અને એ "અહૂનવરના નાદ" થીજ સૃષ્ટિ-રચનાનું પહેલવહેલું મંડાણ થયું હતું. ઉપર જણાવેલો અહૂનવરનો ભાગ તે યથા અહૂવઇર્યોનો કલામ છે જે અષો જરથોસ્ત સાહેબે આસ્નેવીર નામની પોતાની મહાન એજમતી શક્તિને આધારે "અહૂનવરના નાદ" ની બરોબર સ્તોતને કાયદે જબાનમાં ઉતારીને રચ્યો હતો.*

યજશ્નેના ૧૯ મા હાના ઉપલા ફકરાઓને મલતો ખ્યાલ ખ્રીસ્તીઓના બાઇબલમાં "The word of God" યાને "ખોદાનો શબ્દ એટલે બાઇબલ" એમાં, તેમજ ઇસ્લામીઓના કુરાનમાં "કલ્મા" ના કલામો સાથે તથા હિંદુઓના વેદના "શબ્દ-બ્રહ્મ" સાથે સરખાવી શકાશે.

યથા અહૂવઇર્યોના કલામ કવિતા રૂપી ત્રણ લીટીના બનેલા છે. પહેલી લીટી "હચા" શબ્દથી પુરી થાય છે, બીજી લીટી "મઝ્દાઇ" આગલ અને છેલ્લી લીટી "વાસ્તારેમ્" થી આખર થાય છે. વળી એ બંદગી માટે અવસ્તામાં વપરાતો ક્રિયાપદ "સ્રાવય" એટલે "ગાવું" છે.

યથા અહૂવઇર્યોના ૨૧ શબ્દો છે અને તે દરેક શબ્દના નામ ઉપરથી ૨૧ અવસ્તા નસ્કો વખ્શુરે-વખ્શુરાન સાહેબે રચી આપ્યા

---

* એ બાબે જુઓ "Zoroastrianism Ancient and modern" by Ervad Phiroze Shapurji Masani M. A, LL.B., pages 209 to 211.

છે. આ બધા નસ્કોનો મોટો ભાગ કમનસીબે નાશ પામ્યો છે અને જે બચ્યો છે તે તમામ નસ્કોનો ફક્ત ૨૧ મા ભાગ જેટલોજ છે. પણ પહેલવી કેતાબ દીનકર્દના ૮ મા અને ૯ મા ભાગમાં એ નસ્કોનું લંબાણ બ્યાન કરેલું છે, જે ઉપરથી જણાય છે કે એ નસ્કોને દર સાત નસ્કોવાલા ૩ વિભાગોમાં વહેંચવામાં આવેલા હતા, જે વિભાગો (૧) "ગાથા" ને લગતા, (૨) "દાદ" ને લગતા અને (૩) "માથ્ર" ને લગતા છે. આ ત્રણ વિભાગોને "યથા અહૂવઇર્યો" ની ત્રણ લીટીઓ સાથ સંબંધ છે. એ નસ્કોમાં દએન તથા ધર્મને લગતી બાબદો ઉપરાંત તમામ ફીલસુફી, વૈદકવિદ્યા, નીતિશાસ્ત્ર, જ્યોતીષ શાસ્ત્ર તથા તમામ દુન્યવી વિદ્યા તથા હુનરોને લગતી તેમજ ખુદાશેનાસીને લગતી બાબદો હતી. એ રીતે યથા અહૂવઇર્યોના ૨૧ ટુકાક્ષરી કલામો એ તમામ જ્ઞાનનું મૂળ છે અને તેમાં કુદરતના સ્તોતના કીંમતી ખજાનાની ચાવી સમાવી દેવામાં આવી છે. અને આવા કીંમતી હદયા માટે આપણ જરથોસ્તીઓ તે વખ્શુરે-વખ્શુરાંન સાહેબના કેટલા ઉપકારી થયા છૈયે!

## અહૂનવરના કલામની બુલંદી તથા તેની એજમતી અસરો.

આ એજમતી અને બુલંદ મંત્ર (માથ્ર) તેની ઘટતી તરતીબ તથા લાયકાતથી ભણવાથી કેવી મહાન અસરો ઉપજાવી શકે છે તે અવસ્તાના નીચલા ફકરાઓથી જોઇ શકાય છે:—

સરોશ યશ્ત હાદોખ્તના પહેલા કરદામાં દાદાર હોરમજદ જણાવે છે કે "અએ જરથોસ્ત! દુનિયાના લોકોને માટે બંદગી સૌથી સરસ છે......જે બંદગી સંપૂર્ણ ખરાં દીલથી કીધેલી તથા બદનિષ્ટાથી દુર તે માણસને માટે એક બચાવ છે તથા દરૂજની સામે એક ઢાળ તથા તેને હઠાવનાર હથીઆર છે...બધી બંદગીઓમાં અહૂનવર (નામની બંદગી) સૌથી ફતેહ આપનારી છે. તે સાચો તથા અસરકારક વચન (યાને અહૂનવરનો કલામ) સૌથી ફતેહ આપનારો છે...અએ જરથોસ્ત! જે કોઇ મરદ યા ઓરત ઘણાં પાણીમાં અથવા મોટી ધાસ્તીમાં હોય, અંધારી રાતે યા આડાતીડા રસ્તાઓમાં...અથવા કોઇબી આફતને વખતે યા ભયમાં આવી પડેલો હોય યા બીધેલો હોય તે આએ બંદગીનો કલામ (યાને અહૂનવર) અતિશય અશોઇવાલાં મને કરીને, અતિશય અશોઇવાલાં વચને કરીને તથા અતિશય અશોઇવાલાં કામે કરીને ભણે તો કોઇબી દરવંદ, જુલમગારે, દુઃખ દેનાર અથવા ઇજા કરનાર પોતાની બે આંખોથી (તે ભણનાર ઉપર) નજરે જોઇ શકે નહીં તથા જોરાવર ટોળકીવાળો લુટારાની ખરાબી આગળ વધીને (તે અહૂનવર ભણનારને) પહોંચી શકે નહીં." ઉપલા ફકરામાં અહૂનવર કેવી રીતે ભણવો તે

વિષે જણાવેલું છે કે તે "અષ-સર મનંઘ્રહ, અષ-સર વચંઘ્રહ, અષ-સર શ્યેઓથ્ન" યાને અતિશય અશોઇવાલાં મને કરીને, અતિશય અશોઇવાલાં વચને કરીને તથા અતિશય અશોઇવાલાં કામે કરીને" ભણે; તે અશોઇ યાને "અષ" શબ્દ જે અવસ્તામાં આવે છે તેનો અર્થ એટલો તો બોહળો છે કે તેટલા બોહલા અર્થ દર્શાવનારો એક શબ્દ બીજી કોઈ પણ ભાષામાં મળી શકતો નથી. આ અશોઈ તે-ઘણુંજ ટુંકમાં કહીશું તો-તન અને મનની સંપૂર્ણ પાકીજગી, રાસ્તી, દુનિયાના તમામ કામોમાં પોતાનાથી બને તેટલું સ્પેનામીનોને લગતાં કામોમાં હમશરીક થઈ તેનો વધારો કરવો અને ગનામીનોને લગતાં કામોને તોડતાં રહેવાનું અને ટુંકમાં પોતાની આસપાસ બધેબધ વ્યવસ્થા (order) સ્થાપવાની કોશેષ કરવી અને જરથોસ્તી દએનમાં ફરમાવેલી તમામ તરીકતો પ્રમાણે ચાલવું વીગેરે થાય છે. અને એવાં સંપૂર્ણ અશોઇવાલાં મન, વચન અને કાર્યોના અમલથીજ જે કોઇ અહૂનવર પઢે તેને ઉપર જણાવેલી આફતો વીગેરેની સામે ફતેહ મલે છે.

વંદીદાદની ૧૯ મી પરગરદમાં જણાવ્યું છે કે જ્યારે અશો જરથુસ્ત્ર સાહેબને મારી નાખવા માટે અંગ્રેમેન્યુશે ઘણોએ પ્રયત્ન કર્યો પણ તે વખતે તે વખ્શુરે-વખ્શુરાંન સાહેબે જે ઉપાયો ફતેહમંદી સાથે કામે લગાડ્યા તેમાંનો સૌથી પહેલો ઉપાય એ હતો કે તેઓ સાહેબ "યથા અહૂવઇર્યો" ના એજમતી કલામ બુલંદ સાદે ગાઇને ભણ્યા.

અશીશવંઘ યસ્તના બીજા કરદાના ફકરા ૧૯ અને ૨૦ માં અલંકારમાં જણાવ્યું છે કે અંગ્રેમીનો આએ પ્રમાણે બોલ્યો કે "તમામ ઇજદો મારી મરજી ઉપરાંત મને તોડી શકયા નથી પણ જરથુસ્ત્ર એકલો મારી મરજી નહીં છતાં મારી ઉપર ફાવી શકયો. અહૂનવઇર્ય જે (ગોયા) કત (માપ) ના જેટલા મોહટા પથર જેવું હથીઆર તેની મારફતે તે (જરથુસ્ત્ર) મને મારે છે; અષ વહિસ્ત (યાને અષેમ વોહૂ) ની મારફતે તે ધાતુની માફક (પીગળાવી) મને બાળી નાખે છે."

હોમ યસ્તના ૧ લા કરદાના ૧૪ અને ૧૫ મા ફકરામાં લખ્યું છે કે "ઇરાનવેજમાં સારી પેઠે વખણાયલા ઓ જરથુસ્ત્ર! તુંજ પહેલવહેલાં અહૂનવર ચારે બાજુએ બોહળી રીતે ગાઇને ભણ્યો અને ત્યાર પછી વધારે મ્હોટે સાદે તું ગાઇને ભણ્યો. અને જરથુસ્ત્ર! તું જે બને મીનોની પેદાયશમાં બલોજ જોસવર...પેદા થયો તેણે અમાણા દેવો જેઓ હમના સુધી આએ જમીનપર માણસની સુરતમાં દોડતા હતા તેઓને તેં જમીનમાં ઢંકાયલા કીધા."

જમ્યાદ યશ્ત ફકરા ૮૧ માં પણ ઉપલાને મળતુંજ લખાણ આપેલું છે.

હાદોખ્ત નુસ્કની પહેલી પરગરદના ૪ થા ફકરામાં જણાવ્યું છે કે "અએ જરથુસ્ત્ર! ખુબીત તે રાસ્ત બોલેલો કલામ, જે સ્પષ્ટ રીતે ભણેલી અહૂનવર બંદગી, તે ભણનારના રવાનમાં તથા અંતઃકરણમાં હીંમતનો તથા ફતેહનો વધારો કરે છે."

યજશ્નેના ૧૯ મા હાના ૧૦ મા ફકરામાં અશો જરથોસ્ત સાહેબ કહે છે કે "તે (તમામ) કલામો જે હું કદીબી બોલ્યો હતો, જે હમણા બોલું છું તથા જે હવે પછી બોલાશે તે (તમામ) કલામોમાં આએ (અહૂનવરનો કલામ) ઘણોજ સરસ છે. કારણ કે જેટલી તમામ હાડમંદ દુનિયા (છે) તેટલી તે (કલામ) ની તારીફની લાયકાત છે. શિખનારો (જો) ખંતી રહીને (તે કલામ) શિખે તો (આત્મીક) મોતથી તે બચે છે."

વંદીદાદ પરગરદ ૧૧ મીના ૩ જા ફકરામાં તેમજ "હોશબામ" બંદગીની શરૂઆતમાં ફરમાવ્યું છે કે "એટલા માટે આએ (નીચલા) કલામો જે સૌથી ફતેહમંદ તથા સૌથી ઘણા તનદસેસ્તી આપનારા છે તે તારે ભણવા જોઇએ—(એટલે કે) પાંચ અહૂનવર તારે ગાઇને ભણવા જોઇએ...અહૂનવર તનને બચાવે છે."

સરોશ બાજમાં પણ આપણે ભણ્યે છીયે કે "અહૂનેમ વઇરીમ તનૂમ્ પાઇતિ" યાને "અહૂનવર તનને બચાવે છે."

ડા૦ મીલ્સના અવસ્તાના કટકાઓ (Fragments) માંના ૯ માની અંદર નીચલા વીચારો સમાયલા છે. "અહૂનવરને મઝદએ પસંદ કરેલી બંદગી તરીકે પસંદ કરવી જોઇએ...અહૂનવર મઝદનો મંત્ર છે. તે શબ્દો ઘણાજ યોગ્ય છે. તે મનત્ર માથ્ર સ્પેન્ત શબ્દ છે, જે નહીં જીતાયલો, નહીં છેતરાયલો, ફતેહમંદ, કપટથી વેગળો, તનદરૂસ્તી અને જીત મેળવનાર મઝદનો બોલ છે; જે જેવો બોલાય છે, તેવો તેના બોલનારને સર્વેથી શ્રેષ્ટ ફતેહ બક્ષે છે" વીગેરે.*

ઉપલા સર્વ ફકરાઓ ઉપરથી આપણે જોયું છે કે અહૂનવરનો કલામ ઘણોજ કીર્તિવંત, ફતેહ બખ્સનાર તથા એજાજતી છે અને માઝદીઅસ્ની દીનના સંપૂર્ણ જ્ઞાનનો તેના ૨૧ શબ્દોમાં બીજ રૂપે

---

* પ્રો૦ ઇરૅચ્ છ જે. તારાપોરવાળાનું પુસ્તક "પાક ગાથાવાણી અને અવસ્તાની શેરાની" પાનું ૨૧૮.

સમાવેશ થાય છે, જે પુર અશોઇથી ભણીને અષો જરથુશ્ત્ર સાહેબે દરૂજો અને બીજી અણદીઠ બુરી શક્તિઓને આ દુનિયામાંથી નાબુદ કરી હતી.

### "યથા અહૂવઇર્યો" નો અર્થ.

હવે આપણે આએ મોતેબર કલામ યથા અહૂવઇર્યોનો અર્થ અત્યાર સુધીમાં જુદા જુદા વિદ્વાનો તથા અભ્યાસીઓએ કેવો કર્યો છે તે તપાસ્યે. જણાવવાને દલગીરી ઉપજે છે કે માત્ર ત્રણ લીટી અને ૨૧ શબ્દોવાળા આએ શ્લોકનો સંતોષકારક તરજુમો અત્યાર સુધીમાં થયલો કહી શકાશે નહીં, કે જે ઘણાક જાણીતા સ્કોલરો તથા અભ્યાસી-ઓના તરજુમાઓ જે આ લખાણની છેવટે આપવામાં આવ્યા છે તે જોતાં સેહજમાં જણાઇ આવશે.

ડો૦ હાઉગ કહે છે કે "એ પદો ઘણાં ટુકાં છે; તેનો તરજુમો કરવાની હીંમત કરવી એ કંઇક અંશે જોખમ ભરેલું છે." એમનો તરજુમો છેવટના ભાગમાં આપવામાં આવેલો છે.

ડો૦ ગાઇગર જણાવે છે કે "કમનસીબે મૂળ લખાણ ઘણુંજ અઘરૂં અને અસ્પષ્ટ છે અને તેથી તેનો તરજુમો કરવાની અત્યાર સુધીમાં જેટલી કોશીષો કરવામાં આવી છે તેમાંની કોઇ પણ સંપૂર્ણ રીતે સંતોષકારક લેખી શકાય એમ નથી."

હવે આપણા જાણીતા અભ્યાસી એહરતનશીન એરવદ કાવસજી એદલજી કાંગાનો તરજુમો અતરેજ તપાસીશું.

"જે પ્રમાણે પાદશાહ પોતાની મરજી પ્રમાણે ચાલનાર (છે), તે પ્રમાણે દસ્તુરાંન દસ્તુર અશોઇ ઇત્યાદિને લીધે (પોતાના કામમાં) (આપ એખત્યાર) (છે). બેહમનની બક્ષેશ આએ દુનિયાંનાં હોરમજદને માટેનાં કામો કરનારાઓની (છે); જે શખ્સ ગરીબ-લાચારોને માટે પાસબાની કરનાર (અથવા પોષણ કરનાર) થાય છે, (તે ગોયા) હોરમજદને માટે (તમામ ખલકતની) પાદશાહી (કબુલ રાખે છે)."

એહરતનશીન એરવદ કાંગાના અવસ્તાના તરજુમાઓ માટે આપણ એઓ સાહેબના ઘણાજ એહસાનમંદ છીયે. પણ જણાવવાને દલગીરી ઉપજે છે કે "યથા અહૂ વઇર્યો" નો એઓનો તરજુમો જેમ બીજા અવસ્તાના અભ્યાસીઓના બાબમાં તેમ એઓના બાબમાં પણ સંતોષ કારક ગણી શકાશે નહીં. વળી એઓ સાહેબના તરજુમામાં મુખ્ય ક્રિયા-પદો તથા બીજા અગત્યના શબ્દો કંસમાં પોતા તરફથી ઉમેરેલા છે, કે જેમ કરવાની જરૂર જણાતી નથી. એમની પહેલી લીટીનો અર્થ તો

કોશીથી સમજી શકાતો નથી, એટલુંજ નહીં પણ તેમાં જે જણાવ્યું છે કે "દસ્તુરાંન દસ્તુર અશોઇ ઇત્યાદિને લીધે (પોતાના કામમાં) (આપ એખત્યાર) (છે)" એ હકીકત ઇજશ્નેનો ૧૯ મો હા જેમાં અહ્નવરની સરેહ આવેલી છે તેમાંના ફરમાનથી લગાર જુદીજ ઢબનો અર્થ થતો જણાય છે. તે હાના ૨૦ મા ફકરા*માં સવાલ તથા જવાબની ઢબમાં જણાવવામાં આવ્યું છે કે દાદાર હોરમજદે અહ્નવરનો કલામ પોતે સૌથી શ્રેષ્ઠ-સ્વતંત્ર પાદશાહ તરીકે "પોતાના ફાંટા પ્રમાણે નહીં ચાલનાર એવા" (અવસો ખ્શથ્રેમ) સૌથી સરસ અશોને (યાને જરથોસ્ત સાહેબને) જાહેર કીધો. હવે જો એક યજદની પદ્ધિ સુધી ચઢેલા મહાન પેગંબર સાહેબ જેવાને પણ "પોતાના ફાંટા પ્રમાણે નહીં ચાલનાર" એવો વચન ઇજશ્નેના ૧૯ મા તેમજ ૨૦ મા હામાં જણાવ્યો છે તો એક દસ્તુરાંન દસ્તુરને "પોતાના કામમાં આપ એખ્ત્યાર છે" એમ જણાવવું કેટલું અયોગ્ય કહેવાય તે સેહેજ સમજી શકાશે.

## આ અદના લખનાર તરફનો "યથા અહૂવઇર્યો" નો તરજુમો.

"યથા અહ્ વઇર્યો" જેવા એજમતી, બુલંદ અને કદીમ કલામનો તરજુમો વધારે સમજણમાં ઉતરે એવો (sensible), અને તેની ત્રણે લીટીઓનો સંબંધ એકમેક સાથ બેસતો આવે એવો હોવો જોઇએ, તથા તેના તરજુમામાં બાહેરના શબ્દો આમેજ કર્યા વગર તેનો તદ્દન બોલેબોલનો અર્થ થવો જોઇએ. આ અદના લખનારે ઉપલા નિયમને અનુસરીને "યથા અહ્ વઇર્યો" નો તરજુમો કરવાની એક નમ્ર કોશેશ કરી છે અને જો તેમાં તેની કંઇપણ ભૂલ યા ખામી દાનેશમંદ અભ્યાસીઓ તરફથી બતાવવામાં આવશે તો ફીદવી એહસાનમંદ થશે.

પ્રથમ "યથા અહૂ વઇર્યો" ના ૨૧ શબ્દોમાંના મુખ્ય શબ્દોનો અર્થ તેના મૂળ યાને ધાતુ પ્રમાણે આપણે જોઇશું.

"અહ્" શબ્દનો ધાતુ તથા અર્થ ઉપર "અહ્નવઇર્ય" શબ્દમાં આપણે જોઇ ગયા તેમ અવસ્તા 'અહ્'='હોવું', ઉપરથી 'હૈયાતી,-હૈયાતીનું મૂળ-અનંત હૈયાતીનો સાહેબ-પેદા કરનાર' થાય છે. "અહૂર" શબ્દબી એજ ધાતુ ઉપરથી નિકળેલો છે. "વઇર્યો" શબ્દ અવસ્તા 'વર્'='પસંદ કરવું' ઉપરથી 'મરજી-કાયદો.' "યથા અહૂ વઇર્યો" એ ત્રણ બોલોનો અર્થ "જેવી અનંત હૈયાતીવાલા સાહેબની મરજી" થાય છે. આપણે સાધારણ રીતે કોઇબી મહાન ખુદરતના બનાવને વખતે બોલ્યે છીએ કે "જેવી દાદારની મરજી" તે આ પેહલા ૩ શબ્દોનો બોલેબોલ અને પુરો અર્થ છે. ગાથાના હા ૨૯, ફ. ૪ માં "અથા ને અહૂહત્ યથા

* જુવો પાના ૨૦ માં આપેલો આખા ફકરાનો તરજુમો.

હુવો વસત્" આવે છે જેનો અર્થ પણ એજ મતલબનો છે. એટલે, "જેમ તે પોતે (અહુરમજદ) ઇચ્છે તેમ અમોને થજો (યાને અમો તેની મરજીને તાબે છિયે)." બાઇબલનો વાકય "Thy will be done" યાને "(ઓ ખોદા!) તારી મરજી પ્રમાણે થજો" એ પણ "યથા અહૂ વઇર્યો" શબ્દોનેજ મલતો વચન છે. "રતુશ" શબ્દ એ "રતુ" શબ્દનું પહેલી વિભકિત એક વચનનું રૂપ છે, અને તે અવસ્તા અરૅત્= 'સાચું બોલવું' એ ઉંપરથી નિકળ્યો છે; વળી આ "અરૅત્" શબ્દ પણ "અર્"=જવું ઉપરથી નિકળેલો છે, એટલે 'સીધે રસ્તે ચાલો-યાને આચો.' ત્યારે "રતુ" શબ્દનો અર્થ અસલમાં "સચ્ચાઇપર ચાલનાર, અશોઇનો માર્ગ બતલાવનાર," પછી "દીનને લગતો સરદાર" (spiritual leader), 'પેગમ્બર', 'રેહબર' અથવા 'સોશ્યંત' છે. "અષાત્" શબ્દ 'અષ' નામની પાંચમી વિભકિત એક વચનનું રૂપ છે, કે જે શબ્દ પણ અવસ્તા "અરૅત"='સાચું બોલવું' એ ઉપરથી નિકળેલો છે; તથા એનો અર્થ='ઉત્તમ અષોઇ,' ભાવવાચક નામ તરીકે, અને 'અષ વહિસ્ત'-અર્દિબેહસ્ત અમશાસ્પંદનું ટુંકું રૂપ છે. આ અષોઇ શબ્દના ખોહલા અર્થ બાબે ટુંકમાં ઉપર આપણે ઇશારો કરેલો છે. "વંઘ્રહેઉશ્ મનંઘ્રહો" એટલે 'ભલા મનનુ' (૬ ઠી વિભકિત એક-વચન), 'વોહુ મનોનુ-બેહમન અમશાસ્પંદનું.' "દજ્દા"-પૂર્ણ ભૂતકાળ પરસ્મૈપદ ૩ જો પુરૂષ એકવચન; એ અવસ્તા "દા" (='જાણવું, વિચા-રવું') નું બેવડું થએલું રૂપ છે અને તેનો અર્થ 'સમજે છે, જાણે છે, કબુલ રાખે છે,' થાએ છે. ઇજશ્ને હા ૫૧, ફ૦ ૨૨ માં આવેલો શબ્દ "વએદા" જેનો પણ વિદ્='જાણવુ' ઉપરથી 'જાણે છે' એવો અર્થ થાય છે, તેજ રૂપ અને અર્થ આએ "દજ્દા" શબ્દનો છે. "મજ્દા" શબ્દ પણ "મજ"='મોહટુ' અને "દા"='વિચારવુ' ઉપરથી નિકળેલો છે અને તેનો અર્થ 'મહાજ્ઞાની' થાય છે. ધાતુ "દા"='આપવુ', 'પેદા કરવુ' ઉપરથી "મહાન પેદા કરનાર" એવો પણ અર્થ થઇ શકે. "શ્યઓથ્નનાંમ્" એ "શ્યઓથ્ન" શબ્દની ૬ ઠી વિભકિત અનેક વચનનું રૂપ છે અને તેનો સાધારણ અર્થ 'કામો-કાર્યોનો' એવો થાય છે. એરવદ કાંગા વીગેરે સાહેબો-એ એનો અર્થ "કામ કરનારાઓની" એમ કર્યો છે કે જે અર્થ અવ-સ્તામાં કોઇબી ઠેકાણે એ બોલનો કરવામાં આવ્યો નથી; ઇજશ્ને હા ૨૮, ફ૦ ૪ અને હા ૩૫, ફ૦ ૩ જેમાં એજ બોલ આવે છે તેનો અર્થ "કામોના" એમજ એરવદ કાંગાએ કરેલો છે. "અંઘ્રહેઉશ" શબ્દ "અંઘ્રુ" શબ્દની ૬ ઠી વિભકિત એકવચનનું રૂપ છે અને તેનો

અર્થ "અહુ"=હોવું" ઉપરથી 'જીંદગી' તથા 'દુનિયા' એ બે રીતે થાય છે. "અપ્રીઓહ્વનાંમ્ અંધૂહેઉશ" નો અત્રે અર્થ "દુનિયાના કાર્યો-ચલવલોનું" એટલે આ વિષયની શરૂઆતમાં લખ્યા પ્રમાણેનાં જગતમાં ચાલી રહેલાં 'કાર્યક્રમોનું' એમ થાએ છે. " મજદાઇ અહુરાઇ "='અહુરમજદને માટે' ( ૪ થી વિભકિત એકવચન ). "ક્ષથ્રેમ્ચા" એ "ક્ષથ્રેમ્" શબ્દને છેડે અવસ્તાની રૂઢી પ્રમાણે "ચા"='અને' નો પ્રત્યય લાગેલો છે. "ક્ષથ્રેમ્" બોલનો અર્થ "ખ્શિ"='રાજ્ય કરવુ' ઉપરથી 'પાદશાહી, હકુમત' થાય છે અને અહુરમજદને માટે જ્યારે એ શબ્દ વપરાય છે ત્યારે તેનો અર્થ "સર્વોપરી હકુમત" એવો થાય છે. હોરમજદ યશ્તમાં દાદાર હોરમજદનાં જે નામો જણાવ્યાં છે તેમાં "ક્ષથ્ર્ય" એટલે 'સ્વતંત્ર હકુમત ચલાવનાર' અને "ક્ષથ્રૂયોતેમો" 'સૌથી મોટી હકુમત-પાદશાહી ધરાવનાર' એવાં નામો છે. "આદદત્"-"આ" એ "દદત્" શબ્દ સાથનો ઉપસર્ગ છે જે કવિતાની છંદ રચનામાં છુટો પડયો છે. "દદત્" બોલ "દા"='આપવું, પેદા કરવુ" ઉપરથી "આદદત્"='આપે છે.' ઇજશ્નેના ૧૯ મા હાના ૧૨ મા ફકરામાં "આદદત્" એક શબ્દ તરીકે આવેલો છે. "દ્રેગુબ્યો" એ "દ્રિગુ" શબ્દનું ૪ થી વિભકિત અનેક વચનનું રૂપ છે અને તે "દ્રિઘ્"='ભીખ માંગવી-અરજ ગુજારવી'-ઉપરથી નિકળીને 'ગરજવંત (needy), ગરીબ,' એવો અર્થ થાય છે. "દ્રુ"='દોડી જવું' ઉપરથી એનો અર્થ 'આડે રસ્તે દોડી ગયલા-ગુમરાહ'-એવો પણ થઇ શકે. અત્રે આ બોલ 'ગરીબ' એટલે 'દીનના જ્ઞાનથી ગરીબ-ગરજવંત,' 'દીની જ્ઞાન અથવા એલમનો મહોતાજમંદ' એવો થાય છે. "વાસ્તારેમ્" એટલે 'પોષણ-પાસબાની-ખોરાક'; અત્રે તે 'મીનોઇ ખોરાક-દીની જ્ઞાન'-એવો થાય છે. "દ્રેગુબ્યો વાસ્તારેમ્" નો અર્થ ત્યારે 'દીની જ્ઞાનના હાજતમંદોને મીનોઇ ખોરાક' એટલે 'દીનને લગતું જ્ઞાન' એવો થાય છે. આ અર્થને મળતોજ અર્થ ઇજશ્નેના ૫૫ માં હાના ૨ જા ફકરામાંથી મળે છે:-"જે ગાથા અમોને રક્ષણ કરનારા તથા બચાવ કરનારા તથા મીનોઇ ખોરાક જેવા છે; (તથા) જે (ગાથા) અમારાં રવાનને માટે ખોરાક તથા વસ્ત્ર (ખરેથેમ્ચ વસ્ત્રેમચ) બેહુ છે (યાને ખોરાક તથા વસ્ત્રની માફક અતિ જરૂરના છે)."*

---

* આને મળતાંજ બાઇબલ અને કુરાનનાં નીચલાં વચનો જુઓ :— બાઇબલ (St. Matthew V. 6) "જેઓને અશોઇની ભુખ અને તરસ છે તેઓનું કલ્યાણ થશે, કારણ કે તેઓની ભુખ અને તરસ મટાડવામાં આવશેજ." કુરાન [ ૨. (૧૯૩) ] :—"ખચીત સર્વથી શ્રેષ્ઠ ખાધખોરાક તૈયાર કરવાનો છે, તે અશોઇનોજ છે."

આ લખનારનો તરજુમો ત્યારે નીચે પ્રમાણેનો છેઃ પ્રથમ 'યથા અહૂ વઈર્યો'ના કલામ લખી તેના દરેક શબ્દને મથાળે તેમજ તેના તરજુમા ઉપર આંકડા મુકવામાં આવ્યા છે.

**યથા[1] અહૂ[2] વંઇર્યો[3] અથા[4] રતુશ[5] અષાત[6] ચીત[7] હચા,[8] વંઘહેઉશ[9] દજદા[10] મનંઘહો[11] શ્યઓથનનામ[12] અંઘહેઉશ[13] મજદાઇ,[14] ક્ષથ્રેમચા[15] અહુરાઇ[16] આ[17] યિમ[18] દ્રેગુબ્યો[19] દદત[20] વાસ્તારેમ.[21]**

જે પ્રમાણેની[1] અનંત હૈયાતીવાલા[2] સાહેબ (પેદા કરનાર) ની મરજી[3] તે પ્રમાણે[4] દીનને લગતો સરદાર[5] (પેગમ્બર) ભલાં[9] મનની[11] અષોઇ[6] વિગેરેને[7] લીધે[8] જગતના[13] કાર્યક્રમોને[12] તથા† અહુર[16] મજદને[14] માટે સર્વોપરી હકુમત[15] સમજી[10] શકે છે; કે જે[18] (રતુ) ગરીબો[19] (દીની જ્ઞાનના હાજતમંદો) ને મીનોઇ[21] ખોરાક (જ્ઞાન) આપે[17 20] છે.

ઉપલા બોલેબોલ તરજુમાનો સાર એ છે કે આ જગતમાં જે બધી ક્રિયાઓ (આ વિષયની શરૂઆતમાં વર્ણવ્યા પ્રમાણેની) ચાલી રહેલી છે તે બાબે પેદા કરનાર સાહેબની જે મરજી યાને કાયદો છે તે એક 'રતુ' યાને પેગમ્બર પોતે અખત્યાર કરેલાં ભલાં મન તથા ઉત્તમ અષોઇ વિગેરેને લીધે તેને લગતો ભેદ સમજી શકે છે. અને તે સમજ્યા પછી તે દાદાર હોરમજદને આએ અને મીનોઇ દુનિયાંઓનો એકલો પેદા કરનાર અને સર્વોપરી હકુમત ચલાવનાર તરીકે જાણે છે યાને કબુલ રાખે છે. અને તે પછી તે રતુ દુનિયાનાં બીજાં આમ લોકો જેઓ એવી સમજદારી ધરાવી શકતાં નથી તેઓને દીનને લગતી સમજણ યાને જ્ઞાન અહુરમજદના હુકમ મુજબ આપી શકે છે. હવે ત્યારે પેદા કરનાર સાહેબ ("અહૂ") ની મરજી તેજ સારી જગતને માટેનો કાયદો છે અને તે દાદાર હોરમજદ તરફથી બશારત પામેલો એક રતુજ સંપૂર્ણ રીતે સમજી શકે છે. તે કાયદો તે તમામ માઝદયસ્ની તરીકા અને ધર્મને લગતું તમામ જ્ઞાન છે. એ મજદનો કાયદો તે સર્વ પેદાયશોની આગમજનો અનહદ વખતથી હૈયાત હતો અને તે હંમેશગી સુધી રહેશે. તેને આ અહુનવર-ના નાના કલામમાં સમાવી દેવામાં આવ્યો છે. હોરમજદ યશ્ત કકરા ૨૬ માં દાદાર હોરમજદ કહે છે કે "મારી અક્કલથી તથા ડાહપણથી દુનિયા શરૂઆતથી ઉભી થઇ (અને) તેજ પ્રમાણે દુનિયા છેડે સુધી રહેશે."

---

† "ક્ષથ્રેમચા" શબ્દમાંના "ચા" પ્રત્યયનો અર્થ.

"અપાત્[6] ચાત્[7] હચા[8] વંઘ્રહેઉશ[9] મનંઘ્રહે[11]" નો અર્થ "ભલાં[9] મન[11] ( એટલે બેહમન અમશાસ્પંદ ) ની ઉત્તમ[6] અષોઇ ( એટલે અરદીબેહસ્ત અમશાસ્પંદ ) વિગેરેની[7] મારફતે[8]" યાને 'બેહમન તથા અરદીબેહસ્ત અમશાસ્પંદો તથા સરોશ ઇજદની મારફતે મલેલી ખોદાઇ બસારતને લીધે' એમ પણ થઇ શકે છે.

ઉપર સુચવેલા "યથા અહૂ વઇર્યો" ના તરજુમાની સાથે બાઇબલના નીચલા ફકરાને ( મેથ્યુ ૭–૨૧, St. Matthew VII–21 ) સરખાવો :—

"Seek out him who knows still less than thou; who in his wretched desolation sits starving for the bread of wisdom and the bread which feeds the shadow ( the physical body ), without a teacher, hope or consolation, and let him learn the law (from thee)."

અર્થ:—"જે શખ્સ તારા કરતાં ઘણું ઓછું જાણતો હોય તેને શોધી તેની આગળ જા, કે જે પોતાની કંગાલ એકલી સુની હાલતમાં ડાહપણના ખોરાક વગર અને શરીરને પોષણ આપનાર ખોરાક વગર ભુખો બેઠો હોય, અને જેની નજર આગળ આશા, દીલાશો અથવા ધીરજ આપનાર કોઇ ગુરૂ ન હોય, અને તેવાને તું કુદરતનો કાયદો શીખાડ."

હવે "યથા અહૂ વઇર્યો" ના કમતરીને કરેલા ઉપલા તરજુમાને સર્વે રતુઓમાં મહાન દરજ્જો ધરાવનાર વખ્શુરે–વખ્શુરાંન અષો જરથુસ્ત્ર સાહેબની બાબદમાં ગાથામાં તેમજ બીજે ઠેકાણે આવેલાં લખાણથી કેવો ટેકો મલે છે તે આપણે તપાસીશું.

પ્રથમ, અહુનવદ ગાથા ("ગાથા અહુનવઇતી") જે યજશ્નેના ૨૮ મા હાથી શરૂ થાય છે તે "અહુનવઇતી" શબ્દનો અર્થજ "અહુનવરને લગતો" એમ થાય છે; તેનું મુખ્ય કારણ એ ૨૮ મા હાની આગમજ અને ૨૭ માં હાને છેડે અહુનવરને લગતો ખોલાસો જે એક રારપી પોતાથી વડા જોતી પાસેથી માંગે છે અને જોતી તેને જે અહુનવરને લગતી સમજણ આપે છે ( કે જે મુખ્ય કરીને એ અહુનવદ ગાથામાં સમાયલી છે ) તે ઉપરથી છે; તેમજ અહુનવદ ગાથાની છંદ–રચના (Metre) અહુનવરના જેવીજ હોવાથી પણ છે. "જઓતર્" યાને જોતી તે મુખ્ય ક્રિયા કરનાર વડો આશ્રવન છે. 'રારપી' જેનો અવરતાનો બોલ

"સ્પેન્થિસ્ફરૂ" છે તે જોતીથી ઉતરતા દરજ્જાનો આથ્રવન છે, જેનું મુખ્ય કામ ક્રિયાને લગતા ખાતાનો તથા બીજે તેમની ઘટતી જગાએ ગોઠવવાનું છે. ૨૮ મા હાની આગમજ અહુનવરને લગતા જે કલામ બાબે ઉપર લખ્યું છે તે નીચે પ્રમાણે છેઃ—(રાસ્પી બોલે છે)—"યથા અહૂ વઈર્યો યો જઓતા ફ્રા મે મ્રૂતે"—યાને "(તું) જે જોતી તે 'યથા અહૂ વઈર્યો' કલામ મને જાહેર કરે" એટલે અહૂની મરજી યાને કાયદો તે શુ છે (એટલે તમામ મજદયસ્ની દએન શું છે) તે મને સમજાવે. ત્યાર પછી જોતી તે જ્ઞાનના તલબગાર રાસ્પીને તે કાયદો સમજાવે છે, અને પછી જોતી રાસ્પીને કહે છે કે "અથા રતુશ અશાત ચિત હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ" યાને 'રાસ્પી અહુની મરજી યાને મજદયસ્ની દએનને લગતું જ્ઞાન સમજીને અશો તથા વિદ્વાન થયો તે તે પ્રમાણે પોતે અમલ કરી બીજાઓને સમજાવે.' (જુઓ એરવદ કા. એ. કાંગાનો ખોરદેહ અવસ્તાનો તરજુમો—"સરોશ બાજ બા માએની.") પહેલ્વી કેતાબ દીનકર્દના વસંત માનસર નુસ્કમાં જણાવ્યું છે કે "દાદાર અહુરમઝદે જરથુશ્ત્ર સાહેબને અસલ ધર્મ શીખાડયો અને અહુરમઝદ પોતે જગતના જોતી તરીકે અહુનવરની અંદર વસતો રહ્યો છે, અને ફ્રષો કેરેત*ના જમાનામાં જરથુશ્ત્ર સાહેબ જગતના જોતીની પદ્દી અખત્યાર કરશે." એ રીતે સ્પષ્ટ જણાય છે કે માજદયસ્ની કાયદો સર્વે પેદાયશો આગમજ જાહેર કરનાર દાદાર હોરમજદ એક જોતી મીસાલ છે અને તેમના રાસ્પી તે અશો જરથોસ્ત સાહેબ હતા કે જેઓએ પોતાની અશોઇ વિગેરેની અમલ્યાતથી જગતના જોતીનો મહાન દરજ્જો દાદાર હોરમજદ તરફથી મેળવી આ દુનિયાંના લોકોને માઝદયસ્ની જરથોસ્તી દએન શીખવી અને તેમની પછીથી વખતો વખતના રતુઓ અને ધર્મના વડાઓ જોતી તરીકે માઝદયસ્ની કાયદો પોતાથી ઉતરતા દરજ્જાના† આથ્રવનોને તથા આમ લોકોને સમજાવતા આવ્યા છે અને સમજાવતા રેહશે.

---

* બુન્દહેશમાં જણાવ્યું છે કે ફ્રષો-કેરેત પેહલાં, અહુરમઝદ પોતે જોતી તરીકે અને સરોશ યઝદ રાસ્પી તરીકે જગત ઉપર ઉતરી આવીને, ઇજશ્ને કરશે."

† વળી એ વખતો વખતના ધર્મના વડાઓ ઉપરાંત, યજશ્નેના ૬૬ મા હાના ૬ ઠા ફકરામાં જણાવ્યું છે કે:—

"વળી કોઇ મરદ યા ઓરત કાંઇ સારી (દીની જ્ઞાનને લગતી) બાબદો (પોતે) ખરેખર જાણતાં હોય તો તે જાહેર કરે, (તે પ્રમાણે) પોતે અમલ કરે, (તથા) બીજાઓ જેઓ ઘટતી રીતે તે પ્રમાણે માને તેઓને તે શીખવે."

દીનકર્દનાં ઉપલાં લખાણને મળતું વિવેચન ગાથાના હા ૩૩, ફ૦ ૬ માં મલે છે જેમાં અશો જરથુસ્ત્ર સાહેબ પોતાને બશારત મલ્યા આગમજ નીચે પ્રમાણે દાદાર હોરમજદને તે બાબે વિનવે છે:

"(અએ હોરમજદ!) (તું) જે (દીન શીખાડનાર) જોતી ("ઝે જઓતા") તેને ખાલેસ મનની ઉત્તમ અશોઇથી હું મદદે બોલાવું છું (invoke) કે તેથી મુરાદ મુજબ ધારેલું કામ હું પાર પાડું (યાને દીન ફેલાવવાનું કામ હું સરંજામ ઉતારૂં); (તે મદદ કેવી રીતની તે નીચે જણાવ્યું છે:) તારાથી અએ હોરમજદ! આએ બે ચીજ હું માગું છું—(૧) તારાં દર્શન અને (૨) દીન બાબેની તારી સાથની પુછપરછ—વાતચીત."

દીનકર્દના ૮ મા પુસ્તકમાં જણાવ્યું છે કે "અહુનવરની પેહેલી પેદાયશ યસ્તોના ગાથાઓ છે, જેમાં ધર્મનું મૂળ દેખાડી આપ્યું છે. વળી અહુનવરનો શરૂઆતનો શબ્દ 'અહુ' તે ગાથાની શરૂઆતના શબ્દ 'અહ્યા' ને મલતો છે, અને અહુનવરનો છેવટનો શબ્દ 'વાસ્તારેમ્' તે ગાથાના છેવટના બોલ 'વહ્યો' ને મળતો છે. અને આ નાના કલામ (અહુનવર) માં મઝદને આરાધના કરનારી સઘળી દીન સમાવી દેવામાં આવી છે." આ ઉપરથી ખુલ્લું સમજાએ છે કે, આપણે આગળ જોઇ ગયા તેમ, અહુનવરમાં માઝદયસ્ની દએનનો અર્ક આવી ગયો છે; તેમજ ગાથાઓમાં અહુનવરને વીગતવાર સમજાવનારાં વચનો આવેલાંછે.

અહુનવદ ગાથાની શરૂઆતમાંજ (હા ૨૮, ફ૦ ૧ માં) અશો જરથુસ્ત્ર સાહેબ દાદાર હોરમજદની દરગાહમાં નીચલી અરજ ગુજારે છે:—"બંને હાથો નમનતાઇથી ઉંચા ધરીને સૌથી પેહેલાં જૂદા કરનાર મીનો અહુરમજદનાં તમામ કાર્યો ("વીસ્પેંગ શ્યઓથના") ની સમજણને લગતું ભલાં મનનું ('વંઘુહેઉશ મનંઘહો') ડહાપણ અષોઇ ('અષા') ની મારફતે આએ ખુશાલીમાં હું માગું છું કે જેથી દુનિ-

યાના આત્માઓને (યાને દુનિયાંના તમામ લોકોને) દીનને લગતી સમજણ હું આપી[1] શકું ('ક્નેવીશા[2]')."

આએ તેમજ નીચલા ફકરાઓમાં અષો જરથુસ્ત્ર સાહેબ એક સ્તુતી પઢી મેલવ્યા આગમજ જગતનાં તમામ કાર્યક્રમોને લગતી સમજણ મેળવવા માટે ભલાં મન ને ઉત્તમ અષોઇની બખશેશો દાદાર હોરમજદ તરફથી ચાહે છે. તેમજ નીચલા ફકરામાં બેહમન અને અરદીબેહેસ્ત અમશાસ્પંદો તથા સરોશ યજદ તરફથી તેમને કયારે ખોદાઇ બશારત મલશે તેની તલબગારી બતાવે છે કે જેથી તેમનું મહાન કાર્ય કે દુનિયાંના લોકોને દીનને લગતો એલમ સમજાવવો તે પાર પડે.

(હા. ૨૮, ફ૦ ૫). ઓ અષા! મીનોઇ જ્ઞાનની રોશની મેલવીને હું તને તથા બેહમનને તથા (અહુરમઝદના પેગામ લાવનાર) સરોશ યઝદને કયારે જોઇશ અને અહુરમઝદના ફાયદાકારક રહેઠાણને પણ કયારે જોવા પામીશ? (કે જેથી) આ માંથ્રો (મંત્રો) વડે અને જબાન (નીકસાહત) થી મંદ બુદ્ધિના[3] માણસોને અમે બરોબર ઇમાન આપી શકયે (અથવા ધર્મ સમજાવી[4] શકયે.)

(હા. ૩૪, ફ૦ ૧૨). ઓ મઝદ! તારા બેદો શું છે, તું શું ચાહે છે, તારી વખાણ (સ્તુતી) કેવી છે અને તારી આરાધના કેવી છે તે (બીજાઓને) સંભળાવવા માટે તું કહે, કે જેથી તારા હોકમોમાંના પવીત્ર હોકમો (ધર્મનો ફેલાવો કરવા માટેના) બજાલાવી શકાય. તારા પોતાના ભલા મનના માર્ગો અષોઇની મારફતે તું અમને શીખાડ.

---

૧. "દ્રેગુબ્યો દદત્ વાસ્તારેમ્" ના સુચવવામાં આવેલા અર્થ સાથે સરખાવો.

૨. આ શબ્દ અવ૦ ક્નુ = સં. જ્ઞા = શનાખતન (ફારસી) = પિછાણવું, ઉપરથી નિકળેલો છે કે જે ઉપરથી ક્નૂમ્" = "ખોદાને પિછાનવાનો એલમ, પુરતું ધર્મજ્ઞાન" એ શબ્દ પણ નિકળ્યો છે. એરવદ કાંગા "દુનિયાના આત્મા (અથવા જોહર) ને હું ખુશાલ કરૂં" એવો અર્થ કરે છે.

૩. પ્રક્શ્નાના પેહેલવી તરજુમા—પ્રત સ્તર્ પ્રમાણે દારમેસ્તેતે કરેલો અર્થ—પ્રતુ+સ્તર=પ્રથ્સ્તર=પ્રક્શ્ન.

૪. "આ યિમ્ દ્રેગુબ્યો દદત્ વાસ્તારેમ્" ના આ લખનારે સુચવેલા તરજુમા સાથે સરખાવો.

(હા. ૪૬, ફ૦ ૨). (અએ અહુરમજદ!) અષોઇની મારફતે ભલાં મનની દોલત તું (મને) શીખવ.

(હા. ૩૩, ફ૦ ૧૨). "ઓ......અહુરમજદ! (મારી) અષોઇ (અષા) ને લીધે મને હીંમતવાળું જોર બખશ, (તથા મારી) નેક મનસ્નીને લીધે (વોહૂ મનંઘ્રહા) મને સરદારી (ફેસેરતૂમ્) આપ." ભલાં મન અને ઉત્તમ અષોઇની બખશેશો પોતાની લાયકાતથી મેલવ્યા પછી અષો જરથુસ્ત્ર સાહેબ "રતુ" તરીકેના મહાન દરજ્જા માટેની વધુ લાયકાતની આરજુ કરે છે.

અષો જરથુસ્ત્ર સાહેબ પોતાને બેહમન તથા અરદીબેહસ્ત અમ-અમશાસ્પંદો તથા સરોશ યઝદની મારફતે બશારત મલ્યા આગમજ દાદાર હોરમજદ તરફથી જગતનાં તમામ કાર્યો ('વ્યઓથનનાંમ્ અંધ્રહેઉશ') બાબે ખુલાસો ચાહે છે તે બાબેના ગાથાના ફકરાઓમાંથી થોડાક નીચે જણાવ્યા છે.

યજશ્નેના આખા ૪૪ મા હામાં અષો જરથુસ્ત્ર સાહેબ દાદાર હોરમજદ તરફથી આ દુનિયાંના કાર્યક્રમો બાબે નીચે પ્રમાણે સવાલ કરે છે, જેવા કે:—"અએ હોરમજદ! તુંને હું પુછું છું તે (તું) મને ખોલ્લી[1] રીતે (યાને ભેદભરમમાં નહીં પણ સમજ પડી જાએ એવી સીધ્ધી રીતે) કહેજે કે"..."સૌથી સરસ જીંદગીનું મૂળ શાથી છે?" "શરૂઆતમાં અષોઇનો પેદા કરનાર તથા પિતા કોણ હતો? કોણે સુરજનો તથા સેતારાઓનો માર્ગ મુકરર કીધો? તારા સિવાય (બીજો) કોણ છે જેનાથી માહાતાબ વધે છે તથા ઘટે છે?" "જમીન તથા આસ્માનને નીચે પડી જવાથી કોણ ટેકાવી રાખનાર છે? પાણી તથા ઓરવરો કોણે બનાવ્યાં? પવનને તથા વાદળાંને કોણે ઝડપ બખશી? કોણ, અએ હોરમજદ! ભલાં મનનો પેદા કરનાર છે?" "કયા કારીગરે રોશની તથા અંધારૂં બનાવ્યું? કયા કારીગરે ઉંઘ તથા જાગૃતી બનાવી? કોણે સહવાર, બપોર તથા રાત પેદા કીધી, કે જે એક ધર્મ ગુરૂને (બહ્લાતી ગેહોની) ફરજોની યાદ આપે છે?" "કોણુને માટે (અએ) ખુશાલી ઉપજાવનારી ગોળ ફરતી દુનિયા તેં પેદા કીધી?"

---

૧. એરેશ–અવ૦ અરેઝ="સીધું જવું" ઉપરથી.

"કોણે દૂર અંદેશીથી બાપને બેટો વાહાલો કીધો છે?" વિગેરે, વિગેરે. "એ બાબદોથી જાણીતો થવાને તમામ ખલકતના અએ પેદા કરનાર તથા આબાદી કરનાર, અનદીઠ હોરમજદ! હું તારાથી પુચ્છું છું."

(હા. ૨૮, ફ૦ ૧૧). "(લોકોમાં) જાહેર કરવાને માટે, ઓ હોરમજદ! તારા મીનોઇ (તખ્ત) ઉપરથી તારા મોંહડે તું મને શીખવ કે દુનિયા પહેલાં કેમ પેદા થઇ?"

(હા. ૩૧, ફ૦ ૫). "(ઓ હોરમજદ!) પસંદ કરવા માટે સૌથી ઉત્તમ માર્ગ અષોઇના કાયદા પ્રમાણે જે છે તે તું મને બતાવ; મને અને મારાને શું બદલો આપવા માટે (ઠેડવેલો) છે તે ભલાં મનથી જાણવાને માટે મને કેહ; ઓ મઝદ! જે કાંઇ નહીં થશે અથવા જે કાંઇ થશે (તે બાબે તું મને વાકેફ કર)."

હા. ૩૧, ફ૦ ૧૪, ૧૫ અને ૧૬ માં અષો જરથુસ્ત્ર સાહેબ જે કાંઇ હમણાં બને છે અને હવે પછી બનશે તે બાબે તેમજ અષો માણસોને કેવો બદલો તથા જુદા જુદા પાપીઓને કેવી શિક્ષા તેઓના મરણ બાદ થશે વિગેરે બાબે દાદાર હોરમજદને પુછે છે.

આપણે સુચવેલા તરજુમામાં જોયું છે કે એક રતુ ભલા મન અને અષોઇની મારફતે અહુરમઝદની મરજી શું છે તે "અને અહુર-મઝદને માટે સર્વોપરી હકુમત સમજી શકે છે" યાને તે અહુરમજદની સર્વોપરી હકુમત સ્વીકારે છે. એને મળતું વિવેચન હા. ૩૧, ફ૦ ૮ માં નીચે મુજબ જણાવ્યું છે:

"જ્યારથી તને, અએ હોરમજદ! મારી આંખ્યોમાં મેં રાખ્યા છે ત્યારથી મેં તને સર્વોપરી ગણ્યો છે, તથા પાક મનસ્નીથી પરસ્તેશ કરવા લાયક, ભલાં મનનો પિતા, અષોઇનું ખરૂં મૂળ તથા આએ દુનિયાંનાં તમામ કાર્યો ઉપર ('અંધૂહૈઉશ બ્યઓથનએષુ[1]') સાહેબી ભોગવનાર તરીકે મેં તને ગણ્યો છે."

આ બાબદનાં સંબંધમાં જુવો યજશ્નેના હા. ૧૯ નો ફકરો ૧૨ મો, જેનો તરજુમો આગલ આવતાં લખાણુમાં[2] આપવામાં આવેલો છે.

(હા ૪૮, ફ૦ ૩). "સારી નેઆમત બખશનાર, વૃદ્ધી કરનાર, સર્વ-જ્ઞાની હોરમઝદ (પોતાની) ઉત્તમ શિખામણો કે જે ભેદ ભરેલા કલામો તે સમજદાર માણુસ (યાને એક "રતુ" યા પેગંબર) ને (તેની)

---

૧. "બ્યઓથન" બોલની ૭ મી વિભક્તિ અનેકવચનનું રૂપ.

૨. પાના ૨૧ માં.

અષોઇને લીધે શીખવે છે; ઓ અહુરમઝદ! ભલાં મનની અક્કલથી તે (રતુ) તારી સંફ્નોજ (યાને તારી મરજી મુજબ ચાલનાર) (છે)."

હા ૪૮, ફ૦ ૧૧ માં દાદાર હોરમજદને સવાલ પુછવામાં આવ્યો છે કે દુનિયાંમાં અષોઇ સાથની સંપૂર્ણ મંનસ્ની કયારે આવશે, બેહસ્તનો મુકામ કયારે મલી શકે, દુષ્ટ માણસોથી અમોને કોણ સુખ શાંતી બખશશે, વિગેરે, તેના જવાબમાં હા ૪૮, ફ૦ ૧૨ માં જણાવવામાં આવ્યું છે કે "તે દેશોના સઓશ્યંતો (પેગંબરો) છે જેઓ ભલાં મન અને અષોઇથી તથા, અય હોરમજદ! તારી શિખવણી મુજબનાં કાર્યોથી દીનના એલમનો ખચીત ફેલાવો કરશે; તેઓ ખરેખર (તમામ દરૂજોના મૂળ) દરૂજે-એશમની મજબુત સામે થનારા (તરીકે) મુકરર થયલા છે."

("યથા અહૂવઇર્યો"ના સુચવેલા અર્થને મળતોજ ભાવાર્થ ઉપલા બંને ફકરાઓ (૩ અને ૧૨) માંથી જણાશે.)

હવે યજશ્નેના ૩૪ માહાના ૫ મા ફકરા ઉપર આપણે નજર કરીશું તો તેમાં 'યથાઅહૂવઇર્યો' ના કલામમાં આવેલા ઘણાક મુખ્ય શબ્દો એમના એમ આવેલા યા તો તેજ અર્થના બીજા શબ્દો (Synonyms) વપરાયલા જણાશે અને જેમાં આ લખનારે કરેલા તરજુમાને મલતુંજ ખોલ્લું વિવેચન જણાશે :—

"ઓ મજદા! તારી હકુમત ('ક્ષથ્રેમ') કેવી છે અને (તારાં) કાર્યોથી ('શ્યઓથનાઇશ') તારી મરજી ('ઇશતિશ')[1] શું છે તે જેમ ('યથા') અષોઇ ('અષા') અને ભલાં મનની ('વોહુમનંઘ્હા') મારફતે હું તારાથી (જાણીતો થયલો) છું ('અહ્મી') તેમ તારા દીની જ્ઞાનના હાજતમંદોને ('દ્રિગૂમ')[2] હું પોષણ-દીનને લગતું જ્ઞાન-આપીશ ('થ્રાયોઇદ્યાઇ')[3]. (મતલબ કે-પેગંબર સાહેબ અહુરમજદને કહે છે કે તારી હકુમત કેવી સર્વોપરી છે ને તથા જગત પેદા કરવા વિગેરેનાં તારા તમામ કાર્યોમાં તારી મરજી શું છે તે જે પ્રમાણે અષોઇ અને ભલાં મનની મારફતે હું તારાથી વાકેફ થયલો છું તે પ્રમાણે માઝ્દયસ્ની દએનને લગતાં જ્ઞાનનાં મોહતાજમંદ એવાં તારાં લોકોને

---

૧. "વઇર્યો" નો બીજો શબ્દ.

૨. "દ્રે ગુબ્યો." શબ્દ ૪ થી વિભક્તિ બહુ વચન છે ત્યારે તેજ શબ્દ "દ્રિગૂમ" બીજી એક વચન-આખા વર્ગને માટે (collectively) અતરે વપરાયલો છે.

૩. "દદત્ વાસ્તારેમ" નો અર્થ દર્શાવતો એક શબ્દ.

દીની જ્ઞાન હું તારી આજ્ઞા મુજબ આપીશ.) મરહુમ એરવદ કાંગા આ વાક્યમાં પણ દ્રિગૂબ્ શબ્દનો અર્થ "ગરીબોને (જેઓ ખરા દરવીશ, તંગ હાલતમાં છે તેઓને) હું આશ્રો આપું" એવો કરે છે. પણ અશો જરથોસ્ત સાહેબને જે મહાન કામ (mission) દાદાર હોરમજદ તરફથી સોંપવામાં આવ્યું હતું તે દુનિયાંના લોકોને માજદયસ્ની દએનનું જ્ઞાન આપવાનું હતું અને નહીં કે તંગદસ્ત લોકોને પૈસાટકા કે ખોરાકનો આશ્રો આપવાનું, કે જે છેલ્લું કામ તો ઉપલાં મહાન કાર્યનો એક ઘણોજ નાનો ભાગ છે. હા ૨૯, ફ૦ ૧૧ માં અશો જરથોસ્ત સાહેબે એ–દુનિયાંનાં લોકોને દીની જ્ઞાન શીખવવાનાં–કામને "મઝોઇ મગાઇ" એટલે "મ્હોટાં સાહસ કર્મ" તરીકે જણાવી તે માટે દાદાર હોરમજદની મદદ ચાહી છે.

અવસ્તામાં આવેલા બીજા ઘણાંક ફકરાઓ છે, જે આ લખનારે સુચવેલા તરજુમાના ટેકામાં ટાંકી શકાય એમ છે; પણ આ વિષય અતિ લંબાણ થવાના ભયને લીધે વધુ ઉતારા રજુ કર્યા નથી. પણ છેવટે યજશ્નેનો ૧૯ મો હા કે જેમાં અહુનવરની સરેહ આવેલી છે તેમાંથી નીચલા વધુ ફકરા જે સુચવવામાં આવેલા તરજુમાને તદન લાગુ પડતા જણાશે તે ઉપર ધ્યાન આપીશું.

## "અહૂ" અને "રતુ" શબ્દો બાબેનો કેટલોક ખોલાસો.

પ્રથમ, યજશ્નેના હા ૧૯ માં તેમજ "યથાઅહૂવઇર્યો" ના કલામમાં આવેલા "અહૂ" તથા "રતુ" શબ્દો બાબે ઘણાક અભ્યાસીઓને જે ગુંચવાડો જણાય છે તે બાબે સેહજ વિવેચન કરીશું. "અહૂ" શબ્દનો મુખ્ય અર્થ આપણે આગલ જોઇ ગયા પ્રમાણે 'હૈયાતીનો સાહેબ—પેદા કરનાર' એવો થાય છે. અને "રતુ" શબ્દનો અર્થ 'અશોઇનો માર્ગ બતાવનાર, માજદયસ્ની દીન શીખાડનાર સરદાર યાને સોબ્યંત' તેમજ સાધારન રીતે 'સરદાર' એવો થાય છે. હા ૧૯ ના ૧૮ મા ફકરામાં સવાલ કરવામાં આવ્યો છે કે "સરદારો ("રતવો") તે કયા?" તેનો જવાબ આપ્યો છે કે "ઘરને લગતો, મોહલ્લાને લગતો, કસ્બાને લગતો, દેશને લગતો અને પાંચમો (યાને સૌથી ચઢતો) (સરદાર) જરથુસ્ત્ર છે. વળી "અષહે રતુમ"='અશોઇનો સરદાર' એ વચનો અવસ્તામાં વારંવાર અહુરમજદને માટે તેમજ અમશાસ્પંદો, યજદો, અશો જરથુસ્ત્ર સાહેબ તેમજ બીજી મહાન શક્તિઓ બાબે વપરાયલા હોય છે અને જ્યારે અહુરમજદને માટે એ બોલ વપરાયલો હોય છે ત્યારે સૌથી ઉંચ ખ્યાલ રાખવાનો હોય છે. જેમકે

"રતૂમ્ એરેજ-તેમ્ યજમઇદે યિમ્ અહુરેમ્ મજદાંમ્ યો અષહે અપનો તેમો, યો અષહે જધ્નૂસ્તેમો," એટલે 'સૌથી બુલંદ સરદાર જે અહુરમજદ જે અશોઇનો સૌથી ચઢયાતો (અને) જે અશોઇનો સૌથી ઘણો મદદ કરનારો (સરદાર) તેની સાથે અમે એકતાન થઇએ છિયે.' હા ૧૯ ના ફકરા ૧૨ માં જણાવ્યું છે કે જે કોઇ સોષ્યંત આએ દુન્યાંમાં અહૂનવરનો કલામ જાહેર કરે છે તે દાદાર હોરમજદને "અહૂ" તથા "રતુ" તરીકે મુકરર કરે છે. એની મતલબ એજ છે કે જે અશો સોષ્યંતો વીગેરેને દાદાર હોરમજદે પ્રથમ માજદયસ્ની દએન શીખાડી છે તેઓ અહુરમજદને પેદા કરનાર સાહેબ–"અહૂ" તરીકે તેમજ પોતાના "રતુ" યાને દીન શીખાડનાર મહાન ગુરૂ યા 'જોતી' તરીકે ઠરાવે છે. એ રીતે જ્યારે તમામ માનવીઓનો, અને મુખ્ય કરી આપણ જરથોસ્તીઓનો "રતુ" અશો જરથુશ્ત્ર સાહેબ છે ત્યારે તેઓ સાહેબના "રતુ" યાને જોતી તે દાદાર હોરમજદ છે.[1]

"અહૂ" શબ્દનો એક બીજો અર્થ 'દુન્યાંને લગતો કારોબાર ચલાવનાર સરદાર–યાને પાદશાહ'–પણ થાય છે. (જે પ્રમાણે ઈંગ્રેજી શબ્દ Lord નો અર્થ અમીર યા રાજકર્ત્તા તરીકે તેમજ પરમેસ્વર તરીકે થાય છે તેજ પ્રમાણે "અહૂ" નો અર્થ પણ એ બે રીતે થાય છે). યજસ્ને હા ૨૯ ના ૬ ઠા ફકરામાં "અહૂ" શબ્દ 'રાજકર્ત્તા' ની મતલબે વપરાયલો છે. તેમાં દાદાર હોરમજદ અશો જરથુશ્ત્ર સાહેબને કહે છે કે આએ દુન્યાંમાં ચાલતી અવ્યવસ્થા તથા ખરાં દીની ગ્નાનની કોટાઇ દુર કરી લોકોને અષોઇનો માર્ગ બતાવવાને માટે હાલમાં મને નથી કોઇ 'અહૂ' જણાયલો કે નથી કોઈ 'રતુ' જણાયલો અને તેથીજ મેં તને એ કામ માટે 'રતુ' તરીકે પેદા કર્યો છે. એમાં 'અહૂ'ની મતલબ એ છે કે અશો જરથુશ્ત્ર સાહેબની આગમજ જેમ ગયોમર્દ, હોસંગ, જમશેદ, ફ્રેદુન વીગેરે પાદશાહો દુન્યવી કારોબાર કરનારા તેમજ દીની ગ્નાન આપનારા પેગંબરો જેવા હતા તેવો કોઇ (બંને કાર્યો કરી શકે એવો) રાજકર્ત્તા હાલમાં જણાયલો નથી એ પ્રમાણેની છે. "અહૂ" અને "રતુ" શબ્દો બાબેના એટલા ખોલાસા પછી હવે આપણે અહૂનવરની સરેહવાળા ૧૯ મા હા ના નીચલા વધુ ફકરાઓ તપાસીશું.

---

૧. જુવો આગળ પાના ૧૨ અને ૧૩ માં આપવામાં આવેલા ગાથાના હા ૩૩, ક૦ ૬ તથા પહેલ્વી દીન કર્દના વર્સંત માનસર નુસ્કમાંના ઉતારા.

(ફકરો ૨૦) "(દાદાર) હોરમજદે (અહૂનવરનો કલામ) જાહેર કીધો. કોણુને જાહેર કીધો? (જવાબ)–મીનોને લગતાં તથા ગેતીને લગતા અષોને.[1] કયા ઓદ્ધામાં તે કલામ તેણે જાહેર કર્યો? (જવાબ)–સૌથી સરસ હકુમત ચલાવનાર (સ્વતંત્ર) પાદશાહ તરીકે. કેવા (સખ્શ) ને (જાહેર કીધો)? (જવાબ)–પોતાના ફાંટા પ્રમાણે નહીં ચાલનાર (યાને આપએખ્તયાર નહીં એવા) સૌથી સરસ અષોને."[1]

આ ફકરા ઉપરથી જણાશે કે અહૂનવરનો નાદ જે દાદાર હોરમજદે સર્વે પેદાયશોની આગમજ બાહાર પાડયો હતો તે આએ ગેતીની દુન્યાંના સોષ્યંતો અને રતુઓ માટેજ નહીં પણુ મીનોઇ યઝદો વીગેરેને માટે પણુ હતો. જેમકે સરોશ યશ્ત હાદોખ્તમાં ત્રીજા કરદાને છેડે જણાવ્યું છે કે "જે (યાને સરોશ યઝદ) (સોષ્યંતોને) દીનનો એલમ શીખવનાર (છે) તેને અશો હોરમજદે દીન શીખવી હતી."

(ફકરો ૧૧) "(અષો જરથોસ્ત સાહેબ કહે છે) વળી તે (અહૂનવરનો) કલામ હૈયાતી ભોગવનારાઓમાંના કોઇનેબી ઉત્તમ અશોઇની મારફતે શિખવવાને તથા મનન કરાવવાને માટે અમને (સોષ્યંતોને) જાહેર કરવામાં આવ્યો છે."

ફકરા ૧૬ માં જણાવ્યું છે કે "અહુરમજદનો જાહેર કરેલો આએ (અહૂનવરનો) કલામ ત્રણુ પદવાળો...છે. તેનાં ત્રણ પદ તે કયાં? (જવાબ)–હુમત, હૂખ્ત અને હ્વર્શ્ત."

ફકરા ૧૯ માં સવાલ જવાબમાં જણાવ્યું છે કે "હુમત (યાને નેક વિચાર) તે કયો? પહેલો અશોઇવાળો વિચાર." (એ દાદાર હોરમજદનો સર્વે પેદાયશો પેદા કીધા આગમજના વિચારને માટે લાગે છે). "હૂખ્ત (યાને નેક સખુન) તે કયો? વૃદ્ધી કરનારો માંથ." (દાદાર હોરમજદે અહૂનવરના નાદથી રતુઓને જાહેર કર્યો હતો તે–યાને માઝદયસ્ની દએન કે જેની ઉપરથી વખશુરે વખશુરાંન અશો જરથુસ્ત્ર સાહેબે અવસ્તા માંથ આપણા માટે રચી આપ્યા હતા.) "હ્વર્શ્ત (યાને નેક કાર્ય) તે કયું? સ્તોત અને અશોઇને લગતા સૌથી પહેલા નિયમો પ્રમાણેની પેદાયશો—(the entire creation created in accordance with the primeval principles of Ashoi & Staota)." એ રીતે—આ લખનારના નમ્ર અભિપ્રાય પ્રમાણે—ઉપલા

---

૧. "મીનોને લગતા અષો" તે અમશાસ્પંદો તથા યઝદો અને "ગેતીને લગતા અષો" તે રતુઓ, સોષ્યંતો-પેગંબરો સમજવા.

ફકરામાં દાદાર અહુરમજદના "હુમત," "હુખ્ત" અને "હુવરસ્ત" બાબે ઇસારો કરવામાં આવેલો જણાય છે. એ બાબે જુવો આએજ ૧૯ મા હા નો ૧૫ મો ફકરો કે જેમાં જણાવ્યું છે કે "સર્વથી શ્રેષ્ઠ અહુરમજદે અહૂનવરનો કલામ જાહેર[1] કર્યો અને તમામ (ખલકત) બનાવી."[2]

(ફકરો ૧૨) "જે કોઇ (યાને રતુ અથવા સોષ્યંત) અહ્યાં (યાને આએ દુન્યાંમાં) (અહૂનવરનો કલામ) જાહેર કરે છે તે દાદાર અહુરમઝદને અહૂ તથા રતુ (યાને પેદા કરનાર તેમજ દીન શીખાડનાર) તરીકે મુકરર કરે છે; તથા વિચાર શકિતમાં સૌથી સરસ પેદાયશ (જે માણુસજાત)[3] તેને અહુરમજદ વિશે બોધ[4] આપે છે, તથા તે (રતુ) તમામ પેદાયશોમાં સૌથી મહાન હકુમતવાલો[5] તેને (અહુરમઝદને) કબુલ[6] રાખે છે.

## "યથા અહૂવઇર્યો" ના કલામ બાબે છેવટના સામાન્ય વિચારો.

આ કમતરીન લખનારના સૂચવેલા તરજુમા ઉપરથી તેમજ અવસ્તાના ઉપલા ઉતારાઓ ઉપરથી ટુંક સાર આપણે લઇશું તે એજ કે અહૂનવરના કલામમાં દાદાર હોરમજદની જગતને હસ્તીમાં લાવવા વિગેરેની મરજીને લગતો માઝદયસ્ની કાયદો જે ભલાં મન અને ઉતમ અષોઇ વિગેરેને લીધે (યાને બેહમન અને અરદીબેહસ્ત અમશાસ્પંદો તથા સરોશ યઝદની મારફતે) દાદાર હોરમજદ તરફથી અશો જરથોસ્ત પેગંબર સાહેબને જણાવવામાં આવ્યો હતો અને જે ઉપરથી તેઓ સાહેબે માઝદયસ્ની જરથોસ્તી દએન દુન્યાંના તમામ લોકોને સમજાવી જાહેર કરી હતી તે અહુરમજદનાં ફરમાન પ્રસીધ કરનારી દએન (revealed religion) છે અને તે દએનનું અર્ક (quintessence) આએ ટુક કલામમાં સમાવેલું છે. આએ બળવંત તથા સૌથી ભંદી માંથ્ર (મંત્ર) નો અંદર ખાનેનો ઉંડાણ ભેદ આપણ અલ્પ શકિતવાલા સાધારન માનવીની સમજની તદન બાહેર છે. પણ એ કલામની ભાષાનો

---

૧. (યાને "હુખ્ત").

૨. (યાને "હુવર્શ્ત").

૩. સરખાવો 'યથાઅહૂવઇર્યો' માંનો 'દ્રેગુબ્યો' શબ્દનો અર્થ.

૪. સરખાવો 'યથાઅહૂવઇર્યો' માંનો 'દદત્ વાસ્તારેમ્' શબ્દનો અર્થ.

૫. સરખાવો 'યથાઅહૂવઇર્યો' માંનો 'ક્ષથ્રેમચા' શબ્દનો અર્થ.

૬. સરખાવો 'યથાઅહૂવઇર્યો' માંનો 'દજ્દા' સબ્દનો અર્થ.

સાધારન રીતે શું અર્થ થાય છે તેજ ઉકેલવાની માત્ર અહ્નના કોશેષ ઉપર કરવામાં આવી છે. આએ કલામની એજબતી શકિત તેની ઘટતી તજોમલ અને લાયકાતથી તે ભણવાથી કેવી મહાન અસરો ઉપજાવી શકે છે તે આપણે ઉપર જોઇ ગયા છીએ. તો દરેક બસ્તે કુસ્તીઆનની ફરજ છે કે આવું મોતેબર અને બેમૂળ હથ્યાર જે દાદાર હોરમજદે અશો વખ્શુરે વખ્શુરાન જરથોસ્ત સાહેબની મારફતે આપણને બખશ્યું છે તેનો હરેક આફત, દુઃખ કે મુશ્કેલીને વખતે કે કોઇબી મહાન કાર્ય શરૂ કરતી વખતે સદઉપયોગ કરવો.

દીનકર્દ પુસ્તક ૯, ભાગ પહેલા—સૂદ્દગર નરક—માં જણાવ્યું છે કે 'યથા અહૂવઇર્યો' દીનનું મૂળ છે, અને કામો શરૂ કરતી વખતે 'યથા અહૂવઇર્યો' ભણવાથી જે હીંમત અને ફતેહ મલે છે તેની યાદી તેમાં આપી છે. ઘરમાં દાખલ થતાં કે ઘરમાંથી બાહાર જતાં, કે કોઇને મલવા જતાં યા કોઈ પાસે કંઇ માગવું હોય ત્યારે અથવા પોતાના કામ ઉપર જતી વખતે અથવા કોઇબી ખુશાલીના પ્રસંગે એક "યથા" ભણવો; કોઇની તુરતની ખાલી પડેલી જગ્યા ઉપર બેસવા અગાઉ એક "યથા" મનમાં ભણી રહ્યા પછી બેસવું; જયારે કોઇ પોતાના આશિ-ર્વાદ આપવા માંગે ત્યારે બે "યથા" ભણે; આફત કે મુશ્કેલીમાં આવી જતાં "યથા" ભણવા; જમીનમા બીજ નાખતી વખતે ૯ "યથા" ભણવા, વિગેરે; કોઇબી શુભ કામનાં મંડાણની તુરત આગમજ બે "યથા" અને એક "અષેમ્" ભણવા અને કામ પુરૂં થઇ રહ્યા પછી તુરત એક "યથા" અને બે "અષેમ્" પઢવા—વિગેરે. (જુઓ શમસુલ-ઉલમા દસ્તુર દારાબ દા. પેશોતન સનજાણા બી. એ. નો દીનકર્દ કેતાબનો તરજુમો, વોલ્યુમ ૧૭ મું, શેઠ બેહેરામશાહ નવરોજી શરાફ કૃત "ખુર્દેહ-અવસ્તા બા તરીકત," પાનું ૧૩, તેમજ વંદીદાદ ફરગરદ ૧૧).

પણ—આપણે ઉપર જોઇ ગયા છીયે તે પ્રમાણે—એ (અહૂનવરનું) હથીઆર વાપરનારે સંપૂર્ણ અષોઇવાળાં મન, વચન અને કાર્યોની અમલ્યાત સાથે ભણીને તેનો ઉપ્યોગ કરવાનો છે. આખો વખત દુશ્મત, દુઝૂખ્ત અને દુઝ્વહર્સ્તના તરીકામાં ચાલીને તેમજ અશોઇને લગતી જરથોસ્તી તરીકતો જાણી જોઇને નહીં પાલીને દુઃખને વખતે "યથા અહૂવઇર્યો" ભણવાથી તેની નેમમાં તે ફાવી શકતો નથી.

વળી "યથા અહૂવઇર્યો" ના અર્થમાં તેમજ ઉપર ટાંકેલા અવ-સ્તાના ફકરાઓ ઉપરથી બીજું આપણે જોયું છે કે એક રતુ જે દાદાર હોરમજદની તરફથી માઝદયસ્ની દમેનની વાકેફગારી મેલવી શકે છે તે

અશોઇને લીધેજ છે. એ રીતે 'અશોઇ' એ માઝદયસ્ની દએનના મૂળ પાયો અને મુદ્રાલેખ મીસાલ છે, અને તેથીજ વંદીદાદ પરગરદ ૧૦ ના ૧૮ મા ફકરામાં જણાવ્યું છે કે "અશોઇએ માજદયસ્ની દીન છે." વળી અશોઇનો કાયદો "અશેમ્ વોહૂ" ના બુલંદ કલામમાં ઘણોજ સ્પષ્ટ રીતે જાહેર કરવામાં આવેલો છે. અને દરેક જરથોસ્તીએ તે પ્રમાણે અમલ કરવાની જરૂર છે અને તેમ કર્યાથીજ આએ અને મીનોઇ જહાનમાં ખરૂં સુખ મેલવી શકાશે.

શુક્ર તે દાદગર દાદારના કે મીનોઈ અને ગેતીને લગતી તમામ પેદાયશો પેદા કર્યા આગમજ જે પાક કલામ તે મહાજ્ઞાની સાહેબે બાહાર પાડયો હતો તે "અહૂનવરના નાદ" નો ભાગ "યથાઅહૂવઇર્યો" નો મોતેબર કલામ અશો વખ્શુરે વખ્શુરાંન જરથોસ્ત સાહેબની મારફતે આપણને વારસામા મલેલો છે અને તે હજારો વરસો પછીબી કંઇપણ વધઘટ વિના અખંડ ધરાવવાને આપણ જરથોસ્તીઓ ભાગ્યશાળી થયા છીએ.

દાદાર હોરમજદ આપણી કોમને તેમજ તમામ દુન્યાંના લોકોને અશોઇની રાહાપર ચાલવાની નેક તોફીયત બખશે એવી દુવા બંદગી સાથે આએ કમીનો લેખ ખતમ કરીશું.

---

## "યથા અહૂવઇર્યો" નો જુદા જુદા વિદ્વાનો તથા અભ્યાસીઓ તરફથી થયલો તરજુમો.

ડા. હાઉગનો તરજુમો નીચે મુજબ છે:—

"Just as a heavenly Lord is to be chosen, so is an earthly master for the sake of righteousness (to be) the giver of good thoughts and of the actions of life towards Mazda, & the dominion is for the Lord (Ahura) whom he (Mazda) has given as a protector of the poor."

અર્થ: જે પ્રમાણે દૈવીક સરદાર પસંદ કરવો જોઇએ તેજ પ્રમાણે અશોઇને ખાતર દુન્યવી શીક્ષક પસંદ કરવો જોઇએ, કે જે મઝદને માટેના જીંદગીના કાર્યોનો અને ભલા વિચારોનો આપનાર થાય; રાજ્ય સતા સરદાર (અહુર) ની છે જેને તેણે (મઝદએ) ગરીબોના રક્ષણકર્ત્તા તરીકે આપ્યો છે.

ડા. સ્પીગલ નીચલો તરજુમો રજુ કરે છે:

"1. As is the will of the Lord, so (is He) the Ruler out of purity.

2. From Vohumano (will one receive) gifts for the works (which one does) in the world for Mazda.

3. And the kingdom (we give) to Ahura when we afford succour to the poor."

અર્થ: ૧ જેમ ખોદાતાલાની મરજી છે તેમ (તે) અષોઇને લીધે રાજ કરનાર (છે).

૨ વોહુમનોથી મઝદને માટે દુન્યાંમાં કામો (જે કોઇ કરે છે તેને) બખશીશો (મળશે).

૩ અને જ્યારે ગરીબોને આપણે મદદ આપ્યે છીએ ત્યારે અહુરને (આપણે) પાદશાહી (આપ્યે છીએ.)

મો૦ ડારમેસટેટર નીચલો તરજુમો કરે છે જે બોલે બોલનો નથી.

"The will of the Lord is the law of holiness, the riches of Vohumano shall be given to him who works in this world for Mazda and wields according to the will of Ahura the power he gave to him to relieve the poor."

અર્થ: ખોદાતાલાની મરજી તે અષોઇનો કાયદો છે. વોહુમનોની દોલત તેને આપવામાં આવશે કે જે મઝદને માટે આએ દુન્યાંમાં કામ કરે છે અને જે શક્તિ અહુરએ તેને આપી હતી, તે તેની (અહુરની) મરજી પ્રમાણે ગરીબોને સાહાય કરવામાં વાપરે છે.

પ્રોફેસર હારલેનો તરજુમો નીચે પ્રમાણે છે:

"As there is a supreme Lord, so there is a religious chief for the propagation of religion by means of purity. He is also the executor of good thoughts and of the works of the Mazdayasnian Law. The Powerful Kingdom belongs to Ahura, and he has made the spiritual chief the protector of the poor."

અર્થ : જે મીસાલે એક સંપૂર્ણ શ્રેષ્ટ ખુદા છે, તેજ મુજબ અષોઇની મારફતે દીનનો ફેલાવો કરવાને માટે એક દીની સરદાર છે. તે વળી ભલા ખિયાલો અને માઝદયસ્નાન કાયદાના કામોનો અમલમાં મુકનાર છે. બળવંત પાદશાહી અહુરને લગતી છે; તેણે તે દીની સરદારને ગરીબોનો રક્ષણ કરનાર નીમ્યો છે.

મી૦ ગેલ્ડનરનો તરજુમો નીચે પ્રમાણેનો છે:—

"જેમ તે ( ઝરથુસ્ત્ર ) ઇચ્છવા જોગ આત્મીક સરદાર છે, તેમ તે ધાર્મિક ગુરૂ દરેક સતા સાથ છે, જે મઝદ તરફની જીંદગીથી નીપજતા ભલા વિચારોથી ઉપજતા કાર્યો કરાવનાર છે. તોપણ પાદશાહિ અહૂરની છે, તેણે ગરીબોના રક્ષણકર્ત્તા તરીકે તેને આપ્યો ( મોકલ્યો ) છે."[1]

ડો૦ મીલ્સે નીચલો તરજુમો જાહેર કરેલો છે:

"As the Ahu is excellent, so is the Ratu (one who rules) from his sanctity, a creator of mental goodness, and of life's actions done for Mazda; & the Kingdom (is) for Ahura which to the poor may offer a nurturer."

અર્થ : જેમ અહૂ શ્રેષ્ટ છે તેમ રતુ (જે રાજ્ય કરે છે તે) પોતાની પાકીજગીને લીધે મનને લગતી ભલાઇનો અને મજદને માટે કરેલાં જીંદગીના કાર્યોનો પેદા કરનાર છે. અને રાજ્ય અહુરનું છે. જેથી ગરીબોને એક પોષણકર્ત્તા મલે.

એરવદ કાવસજી એદલજી કાંગાનો તરજુમો નીચે મુજબનો છે:

"જે પ્રમાણે પાદશાહ પોતાની મરજી પ્રમાણે ચાલનાર (છે), તે પ્રમાણે દસ્તુરાંન દસ્તુર અશોઇ ઇત્યાદિને લીધે (પોતાના કામમાં) (આપએખત્યાર) (છે). બહમંનની બક્ષેશ આએ દુનિયાંનાં હોરમજદને માટેનાં કામો કરનારાઓની (છે); જે શખ્સ ગરીબ લાચારોને માટે પાસબાની કરનાર (અથવા પોષણ કરનાર) થાએ છે, (તે ગોયા) હોર-મજદને માટે (તમામ ખલકતની) પાદશાહી (કબુલ રાખે છે)."

ખાન બાહાદુર નવરોજજી દોરાબજી ખંદાલાવાળાએ "હોનવર" અને "અષેમ્" ઉપર એક રસાલો સને ૧૮૮૫ ના સાલમાં વાંચ્યો હતો, તેમનો તરજુમો (બોલે બોલ કરેલો) નીચે પ્રમાણે છે:

---

૧. શેઠ ફરેદુન કે. દાદાચાનજીની "પાક ગાથા વાણી અને અવસ્તાની રોશની" માંથી ઉતારો.

"As is the will (or Law) of the Eternal Existence so (its) energy solely through the Harmony (Asha) of the Perfect mind is the producer (Dazda) of the manifestations of the universe and (is) to Ahura Mazda (the Living Wise one) the Power which gives sustenance to the revolving systems."

અર્થ : જે પ્રમાણે અનંત હૈયાતીવાલા સાહેબની મરજી (અથવા કાયદો) તે પ્રમાણે તેની શક્તિ માત્ર સંપૂર્ણ મનની એકતાન (અષા) ને લીધે જગતના સ્પષ્ટીકરણોને ઉત્પન્ન કરનાર (દઝદા) છે, અને અહુર-મઝદ (તે હૈયાતીવાળા દહાપણવાળા સાહેબ) ને માટે શક્તિ (છે) કે જે ફરતા ગ્રહોને પોષણ આપે છે.

મી૰ ફરેદુન કે. દાદાચાનજી, બી. એ., એલ. એલ. બી., જેઓએ Light of the Avesta & the Gathas નામનું ઘણી ઉંડાણ-શી સમજણ આપનારૂં અને વિદ્વતા ભરેલું પુસ્તક રચ્યું છે તેના ગુજ-રાતી તરજુમા ("પાક ગાથા વાણી અને અવસ્તાની રોશની") ના એક વધારાના પ્રકરણ તરીકે "યથા અહૂવઇર્યો" બાએ તેમણે લંબાણ વિવે-ચન કર્યું છે તેમાં તેઓ નીચે મુજબ એ કલામનો તરજુમો કરે છે:

"મીનોઇ રક્ષણકર્તા (અથવા અહૂ અથવા અહુરમઝદ) જેમ સ્વતંત્ર મરજી ધરાવનાર (છે), તેમજ દીનનો સરદાર (કામેલ આથ્રવન) અષોઇ (અષ વહિસ્ત) વીગેરેને પ્રતાપે (છે). (અથવા જેમ દીનનો તેમજ દુન્યામાં સરદાર અષોઇ વીગેરે માટેજ પસંદ કરવો જોઇએ). આ હસ્તી-માં મઝદને માટે કાર્ય કરનારાઓને વોહુમનની નીઆમત (નીમંળ મન અને પ્યાર મળે છે). અને અહુર માટે (કાર્ય કરનારાઓ સારૂ) સર્વોત્તમ શક્તિ (ક્ષથ્રવૈર્યો, અથવા ઇચ્છવાજોગ રાજ્ય નીરમાણ થયું છે), જે (એટલે અહુર) પવીત્ર દરવીશો (પાક જીવો, Devotees, ભક્તો) માટે ગુરૂ (વાસ્તર, Pastor) મુકરર કરે (છે)."

દસ્તુર ખુરશેદજી એરચજી પાવરી "The Ahunavar Formula and Zarathushtra's Biography" એ નામના પોતાના સને (યઝદેઝરદી) ૧૨૭૩ માં લખેલા રેસાલામાં નીચે પ્રમાણે અર્થ કરે છે.

"1. (God says:) As Ahu & as Ratu, (Zarathushtra) is worthy of devotion with perfect purity.

2. He shall (or does) dedicate to Mazda (the best) of the deeds resulting from purity of mind in this world.

3. He shall, (or does) indeed, dedicate to to Ahura, his spiritual teaching, conducive to the protection of the poor."

અર્થ: ૧ (ખોદા કહે છે કે) અહુ અને રતુ તરીકે (ઝરથુશ્ત્ર સાહેબ) સંપૂર્ણ અષોઇથી આરાધનાને લાયક છે.

૨. તે મનની અષોઇથી આ દુન્યાંમાં નીપજતાં (સર્વોત્તમ) કાર્યો મઝદને અર્પણ કરશે (કરે છે).

૩. તે ગરીબોના આશ્રયને ઉપયોગી થાએ એવું પોતાનું ધાર્મિક શિક્ષણ અહુરને ખચીત અર્પણ કરશે (કરે છે).

શેઠ ખ. રૂ. કામા નીચે પ્રમાણે અર્થ કરે છે:

"Just as God wills, so also wills (the man). who conducts himself truthfully on the path of virtue. (God) is the bestower of the Good Mind (the Wisdom) and of deeds (Kerfe). The sovereignty of this world is also (pertaining to) God. (God) procures for the distressed (for men needy & out of employ) whomsoever is lord of farms (as their employer)."

અર્થ: જેમ અહુર મઝદ ઇચ્છે છે તેજ પ્રમાણે (તે માનવી) પણ ઇચ્છે છે, જે સદ્ગુણના માર્ગમાં સત્યતાથી વર્તે છે. (અહુરમઝદ) ભલાં મન (ડહાપણ) અને કામો (કેર્ફે) નો બખશનાર છે. આએ દુન્યાંનું રાજ્ય પણ અહુરમઝદ (ને લગતુંજ) છે. જેઓ લાચાર છે તેઓને માટે (ગરજવંત તથા બે રોજગાર માનવીઓ માટે) જેબી કોઇ ખેતરોનો માલેક છે તેને (તેઓના નોકરી રાખનાર શેઠ તરીકે) મેલવા આપે છે.

એરવદ તેહમુરસ દીનશાજી અંકલેસરીઆ આ અર્થ આગળ ધરેછે:

"જેમ આ દુનિયાંના વેહવારને પોતાની મરજી મુજબ દોરવવાને માટે એક સરદાર (રાજા) છે, તેમ એક ધર્મગુરૂ (દસ્તુરાંન દસ્તુર) અશોઇને લીધે સ્વતંત્ર કાર્ય કરવાને સતા ધરાવે છે. જેઓ અહુરમઝદ

માટે આ ભુમી ઉપર કાર્ય કરે છે, તેમને સારૂ બેહમનની બખશીશો છે. જે પણ ગરીબોને રક્ષણ આપે છે, તે ગોયા અહુરમઝદને પોતાના પાદશાહ તરીકે માન આપે છે."

નેર્યોસંગ ધવલનો તરજુમો નીચે મુજબનો છે:

"જેમ માલેકની મરજી છે તેમજ જે પણ લાયક છે તેની તરફનું ફરમાન (છે). હોરમજદની દુનિયાંમાં કરેલાં કાર્યોનો બદલો બેહમનથી (છે). હોરમજદ તરફનું રાજ્ય તેને છે કે જે લાચારોને મદદ કરે છે."

દસ્તુરજી સાહેબ એદલજી દારાબજી સનજાનાનો તરજુમો નીચે પ્રમાણે છે:

"જે મીસાલે હોરમજદની ખાએશ, તે મીસાલે જે કાંઇ સવાબનાં નેક કામના હોકમ કરવાથી હોરમજદ ભલી મનશની આપે; આએ દુન્યાંમાં પાદશાહિ (બુલંદ બેહસ્ત) હોરમજદ તેને આપે જે દુરવેસોને પરવરસ કરે."

દસ્તુર અરદેસર રૂસ્તમજી મુલ્લાંપીરોજ આ પ્રમાણે અર્થ કરે છે:

"દરેક નેક કામ એવી રીતે કરવું જોઇએ, કે તે અહુરમઝદની મરજી મુજબ હોઇને, તેને પસંદ આવે. અહુરમઝદ આપણને ત્યારેજ ભલું મન આપે છે, જ્યારે આપણે દુનિયાંમાં દરેક ભલું કાર્ય કરીએ છીએ. જેઓ ગરીબોના રક્ષક બને છે, તેઓને અહુરમજદ રાજ્ય બક્ષે છે."

એરવદ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચાનો તરજુમો નીચે પ્રમાણે છે:

"જે પ્રમાણે અહુર (મજદ) ને (મીનોઇ દુન્યાંનો સરદાર) ગણવામાં આવે (છે), તે પ્રમાણે વળી અષ (યાને સત્યના કાયદા) નાં દરેક કામ (બજાવવા) માટે (દીનના) સરદાર (અશો જરથોસ્તને આ દુનિયાંના સરદાર ગણવામાં આવે છે). ભલાં મન (બેહેસ્ત) નો બદલો (બચીત) આ દુનિયાંના લોકો તરફ ભલાં કામો કરવામાં (છે). જે નિરાધાર ભલાં માણસોને આશ્રો (અથવા ઉદ્યોગ) (આપે છે) તે મઝદા અહુરાને સત્તા આપે છે."

નાયબ દસ્તુર રૂસ્તમજી એદલજી સંજાણા બી. એ. નીચલો અર્થ રજુ કરે છે:

"તે ખાવીંદ (ખુદા) ની જેવી ખાએશ (છે), તે પ્રમાણે રાસ્ત તથા અશો આદમી ખુદાઇ હુકમ (અથવા તરીકા) મુજબ આ જેહાનમાં મઝદને માટે નેક મનના કામોને ટેકો આપનાર અને જે સલ્તનત ગરી-

ઓને મદદ અને રક્ષણ આપે છે, તેને અહુરને ખાતર ટેકાવી રાખનાર છે."

શમ્સ-ઉલ્-ઉલમા દસ્તુર દારાબ દસ્તુર પેશોતન સંજાણા, બી. એ. એ દીનકર્દ કેતાબના પોતાના ૧૭ મા વોલ્યુમમાં નીચલો તરજુમો જણાવેલો છે :

"When the supreme Being asserted Himself by fulfilling His divine will, He then (became also) the supreme Regulator just in accordance with the divine law of righteousness, by the establishment of the noble Vohuman (Good Mind) (in the Universe) and of the activities of life by Ahuramazda, and of the government of the divine kingdom (of the world) by the Lord God (in) whom He determined (Himself thus) as the noble guiding Pastor over the poor erring souls."

દસ્તુર ખુરસેદજી એરચજી પાવરી પોતાના "જરથોસ્તી સાહિત્ય અભ્યાસ", ભાગ ૧ લામાં નીચલો વધુ તરજુમો રજુ કરે છે :

"અષોઇની સંપૂર્ણતાને લીધે જે મિસાલે અહુ (Temporal Lord) તેજ મિસાલે રતુ (Spiritual Master) (જરથોસ્ત) માનને લાયક (છે).

દુનિયાંના વોહુમનનાં કામોમાંનાં (ભલાં કાર્ય, જરથોસ્ત) મજદને ખાતર પેદા કરે છે, તે ગરીઓને માટે રક્ષક રખેવાલ તરીકે સ્વસતા (રાહનુમાઇ) ખચ્ચીત અહુરને ખાતર પેદા કરે છે."

મી૦ શાપુરજી કા૦ હોડીવાળા નીચલો અર્થ સુચવે છે—(કયસરે-હીંદ તા૦ ૨૪-૧૨-૨૨ ના પાને ૩૮ માં):

"જેમ અહુની તેમજ રતુની (યાને હોરમજદની) મરજી (થઇ) તેમ આ (universal law) ને લીધે દુનિયાંનાં કામો માટે બહમનની પેદાયશ થઇ. અહુરમઝદની પાદશાહી આ છે કે તેણે (જેઉશ ઉર્વાન જેવા દુનીયાની ઉપર મવકુલ) ગરીબ (મીનોઓ) ને રક્ષણ આપ્યું." અથવા "તેણે દોડતી ચીજો (chaos) ને વશ આપ્યું (આકાર આપ્યો)."

(સમાપ્ત.)



આ પુસ્તક દીનશાહ શાપુરજી મસાનીએ મુંબઇના કોટમાં નં૦ ૫૭-૫૯,
કાવસજી પટેલ સ્ટ્રીટ ખાતે ધી ફ્રેશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે,
અને નસરવાનજી શાપુરજી તવરીઆએ ધન બીલડીંગ, દાદર
ક્રોસ રોડ, દાદર, મુંબઇમાં પ્રગટ કર્યું છે.